પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

# આપણાં સાક્ષરરત્નો

## ભાગ ૧ લો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૦ ઇ. સ. ૧૯૩૪

બે
કીમત ~~[illegible]~~ રૂપીઆ

જયન્ત. ન્હા. કવિ.

ગુર્જરી ! નવગીતા ગાજે;
કાળનાં નવસૂક્તો પાજે;
ગુર્જરી ! નવગીતા ગા...

લીલમલીલાં, ઘેરગભીરાં; પ્રાચીનાં પરમાણ્યાં,
ઇતિહાસોના દેવધ્વનિભર વનવન જો ! પથરાણ્યાં;
મંહિથી નવઝરણાં ઝરમરજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

વિશ્વપુરાણો, મેઘછાય શો, પશ્ચિમપાંખની પાળે
ગગનઘટાની ભૂલભૂલામણી સમ જો ! સાગર ઉછળે;
મંહિથી નવરત્નો સારવજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

મોતીઝરન્તા કુંભસ્થળ શા ગરવા ગરિવર ત્હારા;
યુગયુગજૂની આરસકવિતા રેવતઅર્બુદ ગાતા;
મંહિથી નવકવિતા વીંઝવજે;
ગુર્જરી ! નવગીતા ગાજે.

શ્રી કૃષ્ણે બાંધી યુગપાજે
ગુર્જરી ! નવગીતા ગાજે.

# પ્રસ્તાવના

ઇ. સ. ૧૮૮૭ મા ગુર્જરસાહિત્યરસિયા પારસી સર્જન સર નવરોજજી પેસ્તનજી વકીલે ગુજરાતની પાટનગરીમા તેજસ્વી પ્રતાપશાળી ને અપૂર્વ દલપતમહોત્સવ ઉજવ્યો હતો એ પછી દોઢ દાયકે સ્વ ભાઇ રણજિતરામે ઇસ્વી ૧૯૦૨-૩મા સાહિત્યજયન્તીઓ ઉજવવાની આપણે ત્ય્હા પ્રથા પાડી પ્રથમ સાહિત્યજયન્તી અમદાવાદના નગરમન્દિરમા રાજવીકવિ કલાપીની ઉજવાઇ હતી. કલાપીના પરમ મિત્ર કાન્ત પ્રધાન વકતા હતા પછી ૧૯૦૩ની કૃષ્ણજન્માષ્ટમીએ બીજી સાહિત્યજયન્તી ઉજવાઇ મહારાણી મીરાની એ અવસરનું મ્હારૂ વ્યાખ્યાન આ સગ્રહના આરમ્ભે છે. એમ ગુર્જરપ્રજામા અર્વાચીન વિદ્વત્પૂજાના પગરણ મંડાયા ત્ય્હારથી માડીને નિરનિરાળા સાહિત્યપ્રસગોએ આપણા સાહિત્યરત્નોની વિદ્વત્પૂજાના અનેક કાળયોગ મ્હને સાપડયા છે. ૧૯૦૩થી ૧૯૩૪ સુધીના ત્રીશેક વર્ષોમા પંદરેક સાહિત્યપૂજનો કીધેલા છે, સરેરાશ બબ્બે વર્ષે એક સાહિત્યદેવને પૂજેલા છે. એમ તિથિતિથિની એક સાક્ષરપૂજા કરેલી છે. આપણા સાહિત્યરત્નોની ગુણપૂજાના એ પ્રસગો આપનારાઓનો હું એટલો ઋણિ છુ આ ગ્રન્થજોડકામા એવા સાહિત્યપૂજનના પ્રસંગપ્રસગના પ્રવચનોનો સંગ્રહ છે આમાના કેટલાક પ્રવચનો મ્હારા સાહિત્યમન્થનમા પૂર્વે છપાયા હતા, અને બીજા ઘણાખરા ઉચ્ચારાયાં ત્ય્હારે જ સામાયિકોમા છપાયા હતા. એ સહુ અંહી એકઠા કરીને બે ભાગમા પ્રજાના કરકમળે આજ મૂકાય છે. જગત્કાદમ્બરીઓમા સરસ્વતીચન્દ્રનું સ્થાન એ સાહિત્યવિવેચના આમા સંગ્રહેલ નથી; એ સ્વતન્ત્ર ગ્રન્થ જ રહેશે સાહિત્યમન્થનમાથી આ સંગ્રહમા લીધેલા પ્રવચનોને સ્થાને અન્ય સાહિત્યવિવેચનાઓ એ ગ્રથમા પૂરવણી પૂરશે.

આ પુનર્વર્ગણીને કારણે કંઇક વર્ષોથી અપ્રાપ્ય સાહિત્યમન્થન ગ્રન્થની બીજી આવૃત્તિ છપાતી અટકી છે તે પણ હવે થોડાક કાળમાં છપાશે.

અક્ષરબ્રહ્મનો ઉપાસક સાહિત્યકાર ચિરંજીવ પ્રજાઘડનારો છે. અને સહુ ન્હાનામ્હોટા અન્ય પ્રજાઘડનારાઓની પેઠે ન્હાનામ્હોટા સાહિત્યકારો યે નિજનિજની શક્તિમતિઅનુસાર વર્તમાન ને ભાવી પ્રજાનું ઘડતર ઘડે છે. ગઇ સદીની છેલ્લી પચ્ચીસીમાં એક વેળા ઇંગ્રેજ મહામન્ત્રી ગ્લાડસ્ટન અને ઇંગ્રેજ રાજકવિ ટેનીસન સંગાથે આગબોટમાં ગ્રેટબ્રિટનના ટાપૂની જળપ્રદક્ષિણાએ નીકળ્યા હતા. વંડેરોગામનો સાગરતીરે બેઠેલા બેઠા એ પ્રજાધુરન્ધરો ગ્લાસગો નગરમાં જઇ ન્હડયા. આંગણપધારેલા પ્રજાધુરન્ધરોને ગ્લાસગોનાં નગરજનોએ સહર્ષ સન્માન્યા, નિજ નગરનું નાગરિત્વ બક્ષ્યું, સત્કાર પત્રો અર્પણ કીધાં. બન્ને ય અતિથિવરોની વતી બ્રિટિશ મહારાજ્યનો ત્ય્હારનો ભાગ્યવિધાતા મહામન્ત્રી ઉત્તર આપવાને ઉઠયો. મન્ત્રીશ્વરે કહ્યું: પચ્ચીસ-પચ્ચાસ વર્ષો પછી પ્રજા આ મહામન્ત્રીને વીસરી જશે; ને પૂછશે કે ગ્લાડસ્ટન કોણ હતો ? ને ત્હેણે શું કીધું ? પણ કવિવર ટેનીસનનાં કાવ્યો ઇંગ્લીશ ભાષા જેટલા અમર છે, અને એ કારણે કવિવર સ્વયં ઇંગ્લિશ ભાષા જેટલા ચિરંજીવ છે, ગયા સૈકામા ગ્રેટબ્રિટનનો મહામન્ત્રી નિજ દેશના કવિવરને એ શબ્દે સન્માનતો. ખરૂં છે. કોઇ પણ મહારાજ્યનો મન્ત્રીશ્વર એના યુગની પ્રજાને ઘડે છે, કવીશ્વર નિજના ને ભાવીના યુગોની પ્રજાને ઘડે છે. દેશમન્ત્રી વર્તમાન પ્રજાઘડનારો છે; દેશકવિ સનાતન પ્રજાઘડનારો છે.

આપણે ત્ય્હાં પણ એવાં અને એથી અધિકાં હતાં સાહિત્યકારોનાં મૂલ. ત્ય્હારે રાજમન્ત્રીઓ સાહિત્યામૃતના ઉપાસકો હતા. ચન્દ બિરદાઇને દિલ્લીપતિ પૃથ્વિરાજ ને 'સમર્થ' રામદાસ સ્વામીને હિન્દુપત પાદશાહ શિવાજી મહારાજ એવાં ને અધિકાં બહુમાને સન્માનતા. ચન્દ બિરદાઇએ પૃથ્વિરાજને અમરપ્યાલો પાયો, અને ૧૨ મા સૈકાથી ૧૭ મા સૈકા સુધીનું પાંચસો વર્ષનું ભારતનું ક્ષાત્ર

તેજ ઘડયુ ગીતાકારે ભારતનુ સનાતન બ્રહ્મનેજ ઘડયુ આપણા ગુજરાતે સંસ્કૃતિઓના સંગમકાળે દલપતે ગુર્જરપ્રજાની પ્રજાનોકાને મધુરી કવિતનહરીઓ શઢમ ભરીને અર્વાચીનતાના પ્રવાહપૂરમા વાગી, નર્મદે જગતઇતિહાસ ભણી-ભણાવી વીર રસ વરસાવ્યો, ગોવર્ધને ગભીર ભાષ્યમીમાંસાઓ ભાખી પ્રજાને અનેકધા નિચારતી કીધી નરસિંહ મીરા અખો સામળ પ્રેમાનન્દ દયારામ સૈકાઓથી ગુજરાતનું પ્રજામાનસ ઘડે છે ઇતિહાસ કહે છે કે ખરેખર ! સાહિત્યકાર સનાતન પ્રજાસર્જક છે

આપણી અર્વાચીન સાહિત્યલક્ષ્મી આપણા નહામનોગ્યે અધૂરી હશે અન્ય કો પ્રજા કે દેશની અર્વાચીન સાહિત્યલક્ષ્મીથી ઓછી ઉતરતી નથી સંન્યાસમૂર્તિ અગમ્યવાદી પઢિયારજી કે કીટ્સ સમા કનાકાન્ત કાન્ત, પચ્ચીસીને ઉંમરેથી એક પગ સંસારમા ને એક પગ સ્વર્ગમા મૂકતા કનાપી કે ૧૯૦૭ મા ટીળક મહારાજની સંગાથે સુરતમા માલાજીને ટેમ્બ્રે એકાકી ઉભેલો ગુજરાતી એન્તમલન નૃસિંહ વિભાકર, પાંચછએક વર્ષનો અમવાસી ભાઇ મોહનદાસને યે ક્યહારેક ભારે પડી જતી સ્વતન્ત્રના નાખનતો, માળવૈરાગી, જોમનરસિયો, પૃથુ શૂકન, ઠરેલ સમતુલાથી સાહિત્યને ને સાહિત્યકારોને તોળતા નવલરામ ને નવભાષા રચી ચી પ્રજાને વિચારણાવમળોમા તરતી મૂકનાર સર્વતોમુખ મીમાંસક ગોવર્ધન ઝમ હીરાની ખાણો ખોજતા કેશવ ધ્રુવ ને સિંહને તગતે સંસારમા ચાલતા અનભેદી મસ્ત કવિ, ઇતિહાસજોમનન્ના ક્ષાત્રભાવના બ્યુગલો વગાડતો વીર નર્મદ ને બ્રહ્મર્ષિની સાથે બ્રહ્મમન્ત્રો અને સંસારમન્ત્રો ઉચ્ચરતો ધીર દલપત એ સહુનો સાચો સરવાળો કરશે ત્હેમને પ્રત્યક્ષ થશે કે ગુજરાતની પશ્ચિમ પાંખે સાગરલક્ષ્મી ઉછળે છે, ને પૂર્વપાંખે વનલક્ષ્મી ઉભરાય છે, અને વક્ષસ્થળ સમા મધ્યદેશે હૈયાસરવાણીઓ સમી સરિતલક્ષ્મી વહે છે, એવી પુણ્યવૈભવી સાહિત્યલક્ષ્મી વર્તમાન ગુર્જરદેશે છનાછન છનકે છે

સાહિત્યસર્જનહારાઓના મૂલ પૂર્વપશ્ચિમમા નિરનિરાળે ધોરણે અંકાય છે. પશ્ચિમના પ્રશસ્તિબોલ છે કે Best seller of the year; એક શબ્દે આટલા આના; વાર્ષિક આટલા હજાર પૌંડની ઉપજ. આપણે ત્હા દલપત નર્મદ ગોવર્ધન પઢિયારની સંન્યસ્તભાવનાઓ પંકાય, ને એની કીર્તિકથા ગવાય હિન્દવા સૂરજ ઉદેપુરના મહારાણાજીએ મહર્ષિ દયાનંદ સરસ્વતીને વાર્ષિક લાખેકની જાગીરની એકલિંગીજીની મહન્તાઇ સ્વીકારવાને વિનવ્યું ને સ્વામીજીએ ના પાડી એ આપણી ૧૯ મી સદીમાની સંન્યસ્તભાવના. જગતમા સહુ કો લક્ષ્મીને પૂજે છે, ને ભારતે પૂજે છે; પણ ભારત આત્મલક્ષ્મીને અધિકી પૂજે છે.

સાહિત્યના ને સાહિત્યકારોના વિવરણવિવેચનાની અનેક સમાલોચનશૈલીઓ છે; અને એ સહુમાથી મ્હારી પ્રકૃતિને રુચે છે અભ્યાસશૈલી. અભ્યાસશૈલી એટલે ગ્રન્થની ને ગ્રન્થકર્તાની અક્ષર ખાણમાનુ ઝવેરાત જોવું, ઓળખવું, ને ઓળખાવવુ. દાયકા પૂર્વે, ૧૯૨૪ મા, મ્હારા સાહિત્યમન્થનની પ્રસ્તાવનામા લખ્યું છે એની જ અંહી આજ આ પુનરુક્તિ કરૂં છું કે મ્હને તો, એક સાહિત્યઅભ્યાસીને તો ડૉ સ્ટોફોર્ડ બ્રુકની, ડૉડહન્ટરની ડાઉડનની સારગ્રાહી અભ્યાસશૈલી ગમે છે. મ્હારી પ્રકૃતિ એ ઢાળે ઢળેલી છે, અને આ લેખસગ્રહમા મુખ્યત્વે એ જણાશે. Romantic યુગ પછીના ફ્રાન્સ માના Critical યુગની યે રંગછાટણી આમા ઝંખાશે આ સંગ્રહમાના સહુ લેખો પ્રસંગિક છે, અને અભ્યાસદૃષ્ટિના Studies છે.

વળી એ જ સાલની વસન્તપચમીએ વસન્તની ફૂલવાડી સમું કલાફૂલડે છલકાતું ને ઉભરાતું કલાપ્રદર્શન અમદાવાદના કલામન્દિર સમી હઠીભાઇની વાડીમા ભર્યું હતું. ત્હારે એ કલાપ્રદર્શનના ઉદ્ઘાટનપ્રસગે Romantic શૈલીને ચિરંજીવ માનવહૃદયવાસિની સ્વતંત્રતાની ભાવનામાંથી જન્મતી ભાખીને અને Classical શૈલીને સનાતન માનવહૃદયવાસિની સંયમભાવનામાથી જન્મતી ભાખીને કહ્યું છે કે

સ્વતંત્રતા ને સંયમના સંગમ સમો 'Romantic ને classical નો સંગમ એ પરમ કલાવિધાન છે. મ્હારી કવિતાની કલાકૃતિઓમાં યથાશક્તિમતિ કલાવિધાનનું એ આદર્શ રાખ્યું છે.' શકુન્તલા અને મેઘદૂતમા કાલિદાસની પણ એ કલાશૈલી છે. આ અભ્યાસવિવેચનાઓ પણ એ ભાવે આલેખાયેલી છે એ વિવેચનશાસ્ત્રના ઉપાસકોને સહજ સ્હમજાશે. ૧૯૨૯મા કરાચીમા ઉજવાયેલા સાહિત્યકલા મહોત્સવમા મ્હારૂં પરમ કલાસૂત્ર ઉચ્ચાર્યું હતું કે કલા સ્વયં પરમ સંયમ છે.

હું તો એ સર્વ ભાવથી માનું છું કે કૂવામા હોય તે હવાડામા આવે: સાહિત્યકારોના જેવા આત્મજળ, ત્હેવાં ત્હેમની સાહિત્યકૃતિઓમા ઠલવાય. એટલે આ સાહિત્યવિવેચનાઓમા ઘણુંખરૂં સાહિત્યકારોની સાહિત્યકૃતિઓના કરતા પણ સાહિત્યકારના આત્મજળની ગુણવિશેષતા ઓળખવાપારખવાના સહૃયત્નો અધિક પેખાશે. ગુજરાતના સાહિત્યધન કરતા યે ગુજરાતના આત્મધનને હું બહુમૂલું લેખું છું. કાળના પડછાયારૂપ જરામૃત્યુ દેહને છે, આત્માને નથી. ગુજરાતનો આત્મા સચેત છે, તો જરજરિત દેહ કાલે પાછો નવયૌવન પામશે; વસન્તપંચમી બેસી ચૂકે છે, ને પૂર્ણિમા ઉગશે.

આપણા સાક્ષરરત્નોની આ હારમાળા સંપૂર્ણ છે એમ નથી. છતા છે એટલી યે આ લેખાવલિમા ભૂત વર્તમાન ને ભવિષ્યની મ્હારી સાહિત્યપૂજા પેખાશે. નવલરામ ને ગોવર્ધનરામ, નર્મદ ને દલપત મ્હારે સાક્ષરવડિલો છે; કાન્ત મસ્ત કવિ ને પટ્ટિયારજી મ્હારે સમુવયસ્ક સાક્ષરબન્ધુઓ છે; પૃથુ શુક્લ ને નૃસિંહ વિભાકર મ્હારે સાહિત્યના લઘુબાન્ધવો છે. એ સહુ ગયા; છતા હું અને ગુજરાત એમને છે માનિયે છીએ. પ્રેમાનન્દ ને દયારામ અમૃતની દીવાદાંડીઓ સમા દેશ ભરી અખંડ અજવાળા સૈકાઓથી પાડે છે. એક અમુક શૈલીની પ્રસંશાપ્રશસ્તિની કે થાપનઉત્થાપનની સાહિત્યવિવેચનાના આ બે વિવેચનગ્રન્થો નથી. આમાના પ્રત્યેક ફૂલરોપના પરિમળ નિરનિરાળા

છે આપણા સાહિત્યાચાર્યોની વિવિધતા અજબ છે પૂર્વાચાર્યોના સમકાલીનોના, અને ન્હાનેરાઓના ગુણપ્રવચનો આ ગ્રન્થોમા છે જુવાનોને બિરદાવ્યા છે, સમોવડિયાને વન્દ્યા છે, વૃદ્ધોને પૂજ્યા છે મહામાયા પ્રકૃતિ પણ આપણે ત્ય્હા પરાપૂર્વથી પૂજાય છે, અને ગુર્જરકવમિત્રી મહારાણી મીરાની પણ આમા સાહિત્યપૂજા છે અને એમ **गुणा पूजास्थानं गुणिषु, न च लिंगं न च वयः** એ કવિ વચન પાળેલું છે એક કાળ કે શૈલીનો માત્ર હું પૂજારી નથી, અનેક દેવપુષ્પોના પરિમલ મ્હારે સુગન્ધવાહી છે દેવત્વ પેખાય ત્ય્હા ત્ય્હા ત્રિકાળના આપણા સાહિત્યદેવો મ્હારે તો પૂજ્ય છે, અને ત્હેમા યે ભવિષ્યઅજવાળણહારા અધિક પૂજ્ય છે મ્હારો મન્ત્રોચ્ચાર તો ગુજરાતજાણીતો છે કે **पुत्रात् शिष्यात् पराजयः**

દેશદેશના મહાસાહિત્યકારો આજે નિજનિજને દેશદેશે દેશના નવબ્રાહ્મણો છે, એમ આપણા મહાસાહિત્યકારો આપણા દેશના નવબ્રાહ્મણો છે દલપતનો સાહિત્યસન્યાસ, નર્મદનો સાક્ષરી ટેક, ગોવર્ધનનો નિવૃત્તિનિવાસ, પઢિયારનો લક્ષ્મીવૈરાગ્ય એ અને એવી સહુ આપણી અર્વાચીન બ્રહ્મલક્ષ્મી છે નવયુગના આપણા મહાસાહિત્યકારો, નવઅજવાળા ગ્રીનતા ગ્રીનતા યે, આતમરગે આર્યત્વવર્ણી છે એ નર્મદ જેવાના ઉત્તરજીવને પણ ઇતિહાસને કહેલુ છે આ ગ્રન્થયુગલમા ગુજરાતની સાહિત્યલક્ષ્મીને પડખે પડખે ગુજરાતના આત્મામા ઉભરાતી બ્રહ્મલક્ષ્મીના યે દર્શન થશે જગતમા ઠામઠામ સભરેલી બ્રહ્મવિભૂતિઓ પિછાનવાની જિજ્ઞાસા હશે તે દેશીપરદેશી મુમુક્ષુઓ ગુજરાતના નવબ્રાહ્મણોને, અને એમની બ્રહ્મવિભૂતિઓને પણ, ખોજશે તો ઓળખશે

દુર્વાઅષ્ટમી, સ ૧૯૩૪ ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા

# મહારાણી મીરાં*

પારસી, મુસલમાન, ગાયકવાડ સરકાર, ઈંગ્રેજ સરકાર, ગૌરવામીજીનાં બાળ, સ્વામી નારાયણ સંપ્રદાયના સંસ્થાપકઃ પરમુલકવાસી એવાં અનેક મહાબળ આપણા ગુજરાતના ઉદ્ધાર અર્થે આપણામાં આવી વસ્યાં છેઃ પણ રાજ્ય, સંપ્રદાય કે નાતનાં સીમાબન્ધન અવગણી સકળ ગુર્જરવાસીના ગૃહદ્વારમાં પ્રવેશી દેવસેવાને ઓરડે તો એક જ પરલોમનું પુષ્પ પરિમળ સ્ફુરી રહ્યું છે, અને તે મેવાડનાં મહારાણી મીરાંબાઇ. આજ એમની જીવનકથા જોઈએ.

ભારતનો ઘણો ઇતિહાસ આછે અક્ષરે લખાયેલો છેઃ નિઃસંશયની રોશનાઇથી છપાવાની હજી વાર છે. સૂર્યવંશનાં મહારાણીજીની કથા એ ઇતિહાસનું જ એક પ્રકરણ છે; એટલે એ કથાના અક્ષર પણ સુવર્ણના છતાં આછા છે.

---

* ૧૯૦૩મા અમદાવાદમાં ઉજવાયેલી મીરાંજયન્તીના આ ભાષણમાં જે વિકલ્પઇતિહાસ કથાયો છે તે આજ ૧૯૩૪ માં હવે સાચો ઇતિહાસ ઠર્યો છે. રાણા સંગના યુવરાજ ભોજરાજજીનાં મીરાં રાણી હતા. ભોજરાજજી કુંવરપદે જ દેવ થયા, એટલે મીરાંનું વિધવાજીવન હતું. આમ મીરાં તે ઉદયપુર વસાવનાર મહારાણા ઉદયસિંહના મ્હોટાં ભાભી અને મહારાણા પ્રતાપના કાકી થાય.

ના. દ. કવિ

ટોડનું રાજસ્થાન, ભક્તમાળા, આબુ કીર્ત્તિપ્રસાદનો લેખ, દયારામભાઈનું મીરાંચરિત્રનું પદ, મીરાબાઈનાં પોતાનાં કેટલાંક કીર્તન, ભક્તોની દન્તકથાઓ, નર્મદના કેટલાક લેખ; એ સઉ આ સુન્દર સુન્દરીજીવન જાણવાનાં સાધનો છે. મહામહોપાધ્યાય કવિરાજ સામળદાસજી મેવાડના ઇતિહાસનુ સંશોધન કરતા-કર્યું છે; ત્હેનો થોડોક ભાગ ખાનગી રીતે છપાયો છે. સામળદાસજીની શોધોને આધારે આપણી હોપ વાંચનમાળાની નવી આવૃત્તિમાં એક મહત્વની નોંધ પાંચમી ચોપડીમાં ઉમેરાઇ છે. ચાલતા વર્ષના મે માસની ૨૩ મી તારીખના મુંબઇ સમાચાર પત્રમાં 'જોધપુરના રાઠોડવંશનાં રાજવંશી કવિ મીરાંબાઈ' ઉપર એક ઐતિહાસિક સંશોધનવાળો સારો લેખ છે. તે પણ ઉપલી નોંધનો સમર્થક છે. આ સૌ મીરાંબાઈની જીવનકથાનાં સાહિત્યો છે; થોડાં છે, છતાં સહુ વિસંવાદી છે. વર્તમાન કે કાલિદાસ રઘુવંશની કથા આગળ કથશે ત્યારે એક મહાગાનમાં અન્યસ્થ વિસંવાદ વિરમશે આપણે બન્ને જીવન સાંભળીશું અને મેવાડની જાહોજલાલી સત્યના તેજમાં મુદ્રાંકિત થાય ત્હાં સુધી મત ઉચ્ચારતા થોભીશું.

મહારાણી મીરાંની કથામાં નિઃસન્દેહ વાતો આટલી છેઃ—

૧. જોધપુરના ભાયાત મેડતાના રાઠોડ વંશમાં ત્હેમનો જન્મ હતો.

૨. ચીતોડગઢના સૂર્યવંશમાં ત્હેમનું લગ્ન થયું હતું.

૩. મીરાંને પતિનું સુખ ન હતું.

૪. શ્વશુરકુળ તરફથી વૈષ્ણવ સંપ્રદાય તજાવવા ત્હેમને પજવણાં થતાં.

૫. વૃંદાવન અને દ્વારિકા, શ્રી કૃષ્ણના પૂર્વ અને ઉત્તરચરિતલીલાની ભૂમિની મીરાંએ યાત્રા કરી હતી.

ઇતિહાસના પડદા ઉપડે નહીં ત્યાં સૂધી અન્ય સઉ વિતંડાવાદ જેવુ રૂહેશે.

મીરાબાઇની જન્મતિથિ કે મૃત્યુતિથિ નિશ્ચિત નથી. અનન્તતાના આકાશમાથી એ શુક્રબાળા ક્ય્હારે ઉગી કે અનન્તતાના વાદળ પાછળ ક્ય્હારે તે આથમી એ આપણે જાણુતા નથી. રાજસ્થાનમાથી ગુર્જરરાષ્ટ્રે આવી મીરાંબાઇ ગાઈ ગયા છે એટલુ આપણે જાણીએ છીએ. બાબુ કીરતપ્રસાદ કહે છે કે મીરાબાઇનો જન્મ સવત ૧૪૭૫ મા થયો હતો; અને મુંબઈ સમાચારમાના લેખક લખે છે કે મૃત્યુ સંવત ૧૬૦૩ માં થયુ. એ રીતે મીરાંબાઇને લેખકો ૧૨૮ વર્ષનું આયુષ્ય આપે છે, જે મીરાબાઈના એક પદ સાથે સરખાવવા જેવુ છે

ઐસી ટુંકી સી ઝીંદગીમેં કયા માગુ ?
કયા માગું ? રે મે કયા માગું ?
ઐસી ટુંકી સી ઝીંદગીમેં કયા માગું ?

આજ ગોકુળઅષ્ટમી છે, કૃષ્ણજન્મની તિથિ છે, મીરાં પરમ કૃષ્ણભક્ત હતા, તેથી આજની તિથિ મીરાંજયન્તી માટે નીમવામા આવી છે.

મીરાંના પિતાના નામનો પણ નિશ્ચય નથી. દયારામ-ભાઈની સાથે લોકવાયકા ગાય છે કેઃ

જયમલ રાઠોડની દીકરી રે સુણો મેડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં, રૂડું ધાર્યું મીરાબાઇ નામ;
મીરાંમન મોહન શુ માન્યુ.

નવું સંશોધન આવું છેઃ રાઠોડવંશી રાવ જોધાજીએ સંવત ૧૫૧૫ માં જોધપુર વસાવ્યું. તે જોધાણનાથના ન્હાના કુંવરોમાંથી કુમાર વીકાજીએ ઉત્તરે રેતીના પગથારમાં બીકાનેર સ્થાપ્યું, અને કુમાર દુદાજીએ સંવત ૧૫૧૮ માં પુરાણા મેડતાનગરનો ઉદ્ધાર કીધો. રાવ દુદાજીના મ્હોટા પુત્ર વીરમજીના કુંવર તે ચિતોડગઢના રક્ષણહારા વીર જયમલ; અને ન્હાના કુમાર રત્નસિંહનાં કુંવરી તે ભક્તવીરાંગના મહારાણી મીરાંબાઈ. મેડતા ફરતો વીશ ગાઉનો પ્રાન્ત હજી મીરાંબાઇના દેશ તરીકે પ્રખ્યાત છે. નવી શોધ પ્રમાણે કુમાર જયમલ અને કુમારી મીરાં કાકા—કાકાનાં પુત્રપુત્રી હોઈ ભાઈબ્હેન થાય. બન્ને ય અકબરયુગમાં હતાં. મુંબઇ સમાચારમાં આપેલી વંશાવળી આવી છેઃ

રાવ ચૂડાજી રાઠોડ
|
રાવ રીડમલજી.
|
રાવ જોધાજી.

| રાવ સૂજાજી (જોધપુર) | કુમાર વીકાજી (બીકાનેર) | કુમાર દુદાજી. (મેડતા) |
|---|---|---|

કુમાર દુદાજીના પુત્રો:

| વીરમજી | રત્નસિંહજી |
|---|---|
| જયમલ | મીરાંબાઇ |

પ્રભાતિયાં ગાનાર મીરાંનો જન્મ મેડતા રાજ્યના કૂકડી ગામમાં થયો કહેવાય છે. બાળવયમાં જ મીરાં નમાયાં થયાં હતાં, અને પછી દાદા દુદાજીને દરબાર રહેતાં. મુંબઈ સમાચારમાંના ઐતિહાસિક લેખમાં લખ્યું છે કે:" મેડતામાં ચતુર્ભુજજીનું પ્રખ્યાત મન્દિર રાવ દુદાજીનું સ્થાપેલું હમણાં સૂધી મૌજૂદ છે...મીરાંબાઈને પણ બચપણથી શ્રી ગિરધરલાલજી ઉપર સ્નેહ હતો...ગિરધરલાલજી શ્રીકૃષ્ણના સેંકડો નામોમાંનું એક નામ છે....મેડતાના મન્દિરની મૂર્તિમાં પણ શ્રી કૃષ્ણ ડાબા હાથમાં પ્હાડ લઈ ઉભેલા છે અને જમણા હાથમાં વાંસળી છે." નમાયી દીકરીને દાદા લાડ લડાવે અને દાદાના ભજનકીર્તનમાં દીકરી સાથે રહે અને સંસ્કાર પામે તે સ્વાભાવિક જ છે.

દયારામભાઈ મીરાંચરિતમાં ગાય છે, કે:

" જોશીએ વાચી જન્મોતરી રે ત્હેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભર નાથને, કરશે નંદકુંવર શું નેહ;
મીરાંમન મોહન શું માન્યું.

ભક્તમાળામાં કથા છે કે મીરાં ન્હાનપણમાં હરિની માટીની મૂર્તિ રચતાં અને રાધામાધવનો વિવાહ રમતાં મીરાંબાઇનું એક પદ છે:

કાલે પરણાવશું ગોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી.
કહાનકુંવર મ્હારો ઘોડે ચ્હડશે, માથે મુગટ આરોપી કુંવરને
રાધિકા જ્યહારે મન્દિરે પધારશે, મન્દિર રહેશે ઓપી કુંવરને
મીરાં કહે પ્રભુ ગિરધરનાગર લીલા વાઘાને પીળી ટોપીઃ કુંવરને.

લગ્નની વેદીપ્રભાથી મન્દિર ઓપી રહે છે એ મીરાંથી અજાણ્યું ન હતું; પ્રેમની કટારીના ઘાવ, પ્રેમ તણી અણીને અન્તર ગેબની ગોળી વાગે છે એ મીરાં જાણતાં એવું થોડાં જ જાણતાં હશે. પણ મીરાંને પાર્થિવથી તૃપ્તિ ન હતી. વિધિના લેખ પણ એવા પડેલા કે મીરાં સંસારમાં સ્વામીસુખથી અળગાં રહે. મીરાં પોતે ગાય છે કે:

કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ ત્હેમની રે,
મ્હને લાગી કટારી પ્રેમની.

રાજસ્થાનના મુગટ ચિતોડનાં મહારાણી થવે મીરાંનું મન માનતું ન્હોતું: 'મીરાંમન મોહન શું માન્યું' હતું. ત્રિલોકનાથનાં મહારાણી થવા મીરાંની ઇચ્છા હતી, ને એવું પદ પામ્યાં પણ ખરાં. મેવાડમાં મીરાંનો સંપ્રદાય ચાલે છે: કૃષ્ણમીરાંની મૂર્તિઓ સાથે પૂજાય છે. રાધાનું પદ આમ મીરાંએ કંઇક છીનવી લીધું છે. મીરાંનો લગ્નપ્રસંગ તપાસતાં આ વાતો વીસરવા જેવી નથી.

દયારામભાઈ ગાય છે:

"ઉદ્યોતપુરનો રાણો રાણીયો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે કાંઇ લૌકિક રીતે મીરાંબાઈ:
મીરાંમન મોહન શું માન્યું."

કર્નલ ટૉડ અને લોકદન્તકથા મીરાંબાઇને વિક્રમવન્તા રાણા કુંભાનાં મહારાણી કહે છે. કુંભા રાણાજી વીરમણિ હતા. તેમની સમશેરની ઝલક માળવા અને ગુજરાતના સુલતાનોની આંખોમાં અંજાઇ હતી. રાણા કુંભાજી રસિક

હતા. ટોડ કહે છે કે જયદેવના ગીતગોવિન્દ ઉપર રાણા કુંભાએ ટીકા લખી છે. કુંભા રાણાએ ચણાવેલો સુન્દર આરસનો કીર્તિસ્થંભ ચિતોડની વિકાળ ભમ્મરને હજી શણગારે છે. 'મીરાંબાઈના જેવા ભરપૂર હૃદયને એવા પૌરુષપ્રશસ્ત રાણાજી ભરથાર તરીકે અર્પવામાં લોકસમૂહે મણિને કુન્દનને ખોળે મૂક્યુ છે. પણ નવી શોધો બીજું જ બોલે છે.

એમ સાંભળ્યું છે કે કવિરાજ સામળદાસજીના સંશોધનમાં મેવાડના ઇતિહાસની એવી કેટલીક વાર્તાઓ હાથ આવી છે કે હજી તે સૌ પ્રજા સમક્ષ મૂકી શકાય એમ નથી. છતાં દેશપરદેશમાં કેટલીક વાતો પવન લઈ ગયો છે. " મારવાડ અને મેવાડ જ્યહાં મીરાંબાઈએ પોતાના આયુષ્યનો " પ્રથમ " ભાગ ગુજાર્યો હતો ત્હાં અનેક શોધખોળ કર્યો પછી મીરાંબાઇ સંબંધી જે હકીકત મળે છે તે " મુંબઈ સમાચારમાંના એક શોધક-લેખક નીચે પ્રમાણે આપે છે:—

રાણા કુંભાના પુત્ર રાણા રાયમલ. અને રાણા રાયમલજીના પુત્ર મહારાણા સંગ; જે મુગલ મહારાજ્યના સ્થાપક ચિત્રવિચિત્ર જીવનશાળી બાબરની સ્હામે હિન્દુસેના હારી ગયા હતા. એ સાંગા રાણાના જ્યેષ્ઠ કુમાર ભોજરાજજી સાથે મીરાંબાઇનું લગ્ન સંવત ૧૫૭૩ માં થયું હતું. આ રીતે મીરાં કુંભારાણાનાં ત્રીજી પ્હેડીએ કુલવધૂ થાય, અને વીરસુભટ રણધીર રાણા પ્રતાપનાં કાકી થાય. વંશાવળી આવી છે:

રાણા કુંભાજી

├── રાણા ઉદાજી

└── રાણા રાયમલજી

  └── મહારાણા સંગ

    ├── કુમાર ભોજરાજ = મીરાંબાઇ

    ├── રાણા રત્નસિંહ

    ├── રાણા વિક્રમાજિત

    └── રાણા ઉદયસિંહ

      └── મહારાણા પ્રતાપ

કચ્છના રાવનાં કુંવરી ટોડીની કથા કાઠિયાવાડમાં જાણીતી છે કે કૃષ્ણગોપીની બંસી ત્હેમને ડસી ગઇ હતી અને હરિભક્તિનો એમને 'દોર લાગ્યો' હતો તે કુંવરીનાં રાવે લગ્ન લીધાં ત્હારે કુંવરી સાધ્વીનો વેશ લઇ ચાલી નીકળ્યાં અને દ્વારિકામાં જઈ રહ્યાં. મીરાંબાઇએ પણ લગ્નવેળાએ પરણવાની ના પાડવાનું કહેવાય છે.

લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્હારથી જ ત્હેમનો સાસરિયાં સાથેનો સંબંધ કચવાતો જ હતો. રાજકુળનાં વરકન્યા 'દેવીને દેવા વધામણાં' ચાલ્યાં; 'રાણે પારવતીજી પૂજિયાં,' પણ મીરાંનું મસ્તક ન નમ્યુ.

સાસુ કહે સૌભાગ્ય વધે, વહુ ! નમો શક્તિને પાય;<br>
મીરાં કહે મસ્તક નહી નમે વિના શ્રી ગિરિવરધર રાયઃ<br>
મીરાંમન મોહન શું માન્યુ.

સાસુને રીસ ચ્હડી કે વહુ આજથી જ વડિલના

સ્હામું બોલી, અને રાણાજીને શીખામણ દીધી કે 'ન્યારૂ રચાવો એનુ ધામ'

એવુ સુણીને મીરા મગ્ન થયા રે, ભલુ થયુ ભાગ્યો જંજાળ,
સાધુની સંગે દીનરેન નિર્ભયશુ સુખે, ગેવીશુ-ગાઇશું ગોપાળ
મીરામન મોહન શુ માન્યુ

લગ્નજીવનને પ્હેલે જ પગલે આવી રીતે મીરાને ઠેશ વાગી અને અવળા ડગ ભરાયા આમ મીરા 'નન્દનન્દન સાથે ન્યારા રહ્યા'

આવી જ કથા તુલસીદાસજી વિશે પણ છે, કે એક વેળા ભગવાને ત્હેમને કૃષ્ણાવતારના સ્વરૂપે દર્શન દીધા ત્હારે તુલસીદાસજી ભગવાનને ન નમ્યા, અને વચન કહ્યુ કે –

મોર મુગટ, કર બંસરી, ભલે બને હો, નાથ!
તુલસી મસ્તક તબ નમે ધનુષબાન લો હાથ

આને મળતો એક પ્રસંગ ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચન્દ્રની નવલકથામા આલેખેલો છે સુન્દરગિરિ ઉપર સાધુઓના મન્દિરમા યદુનન્દનની મૂર્તિને સરસ્વતીચન્દ્ર નમતો નથી અને પોતે યોગ્ય કર્યું હોય એમ માને છે. ઉદાર ઉરના યજમાનો–જે ત્હેના વૃણ સેવતા હતા, અને એ યજમાનોને હૃદયના ઘાવ મારતો મહેમાન સરસ્વતીચન્દ્ર, એ બન્નેમા ખરી સંસ્કૃતિના સંસ્કારી બાળક કોણ? એ પ્રશ્નનો ઉત્તર શુ અઘરો છે? વિવેકભ્રષ્ટ અનુદાત્ત સરસ્વતીચન્દ્રનો આત્મા તે સમયે ઉણો-અધૂરો લાગે છે, કલાખરેલો દર્શાય છે. લગ્નસ્નેહની પ્રસ્તવનામા રા રા. મણિશંકર રત્નજી ભટ્ટે લખ્યું છે કે કેટલેક કાળે આપણા આત્માઓ ફરતી દિવાલો

બંધાય છે, અને તે દિવાલો પડે છે ત્હાં સૂધી દેખાતી નથી. બાળક સમાન આનન્દાશ્ચર્યવન્તું નયન અને મહાભક્તની સર્વસાગ્રાહી બુદ્ધિભક્તિ હોય ત્હેના જ પ્રાણના વિકાસ સદન્તરના છે, નહી તો બન્ધાયેલી દૃષ્ટિનો માનવી સત્યના સકળ પ્રદેશે સફર કરી શકતો નથી; માત્ર એક નગરવાસી જ રહે છે; અને એ નગરને જ સકળ સત્યપ્રાન્ત માની બેસે છે. એવા આગ્રહી પણ સંકુચિત હૈયાની એવી પ્રતિતી હોય છે કે પ્રભુ એક જ રીતે પ્રગટે છે. કોઇ શંકર, તો કોઇ રાણાનાં માજીની પેઠે દેવી; કોઇ મીરાંબાઇની પેઠે શ્રીકૃષ્ણ, તો કોઇ તુલસીદાસની માફક શ્રીરામ; કોઇ ખ્રીસ્ત તો કોઇ સરસ્વતીચન્દ્રની પેઠે આન્તર્દષ્ટિનુ જ માત્ર લક્ષ્યઃ એમ એક એક કલાએ જ પ્રભુ પ્રકાશે છે એવું આગ્રહી જન માને છે, અને અન્ય કલાઓની અવગણના—ઉપેક્ષા કરે છે. રાજનગરના આપણે નાગરિકો કહીએ કે ઈંગ્રેજ સરકાર તો આપણા નગર માત્રમાં જ રાજ્ય કરે છે, તો; અથવા તો કહીએ કે આપણા કોટના બાર દરવાજાની અન્દર જ સૂર્ય પ્રકાશે છે, તો; તે ખરૂ કહેવાશે? સર્વ સંપ્રદાયો ધર્મનાં નગરો છે. પ્રકાશમૂલ સર્વસંચારી રાજરાજેશ્વર પ્રભુ ધર્મનાં સર્વ નગરો ઉપર તેજ ઢોળે છે; એટલું જ નહિ પણ અધર્મને પણ તેજના કણ છાંટે છે. પ્રભુનાં પગલાં હૈયામાં છે, કુળમાં છે, સંસારમાં છે, રાજ્યમાં છે, પૃથ્વીમાં છે, વિરાટરૂપે બ્રહ્માંડમાં છે, અને એથી એ દશાંગુલ તો શું પણ અણુગણુ અંગુલ પર છે. એ 'એક છે, અનેક છે; પ્રવૃત્તે છે, નિવૃત્તે છે; એકમાં અનેક રાજે છે, પ્રેમ વિરાજે છે.' ઇશ્વર એક અદ્વિતીય છે; છતાં કોટિ

કોટિ નામરૂપધારી છે, ઈશ્વર સૃજનવિધાને એકઆશયી છે, પણ અનેક લીલાઓનો રચનાર છે. મત, વાદ, સમ્પ્રદાયના થાણા મૂકયે અન્તરમા ઉછળતા સત્ય કોઇના યે રોકયા રહેતા નથી ગોવર્ધનરામભાઇ જ બીજે સ્થળે ગાય છે કે—

જગતને કહેજો રે હરિહર એક જ છે,

વૈકુઠ વસે છે રે, કૈલાસની મ્હાય જ છે.

જેણે—

सर्वदेवनमस्कार: केशवं प्रति गच्छति

એમ ગાયું છે ત્હેની દષ્ટિ મહાવિશાળ હતી, ત્હેનુ નયન સૂર્ય જેવડુ મહાપ્રતાપી કોટિ કિરણવન્તું હતું, ત્હેણે સઘળે સદ્વાસે પ્રભુને નિહાળ્યો છે

મહાભક્તો, મીરાબાઇ અને તુલસીદાસ જેવા, એ સત્યથી અજાણ્યા હતા ? તો સરસ્વતીચન્દ્ર સમા વર્તમાન બુદ્ધિયુગના મનુબાળની એવી ભૂલો ક્ષમાપાત્ર જ ગણાવી ઘટે

નન્દનન્દન સાથે મીરા ન્યારા રહ્યા. હરિજન ઘણા ગ્હેલે આવતા નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવે હરિને લાડ લડાવતા સશોધકો કહે છે કે કુમાર ભોજરાજજી કુંવરપદે જ દેવલોક પામ્યા અને મીરાબાઇ આ વેળા વિધવાધર્મમા હતા સશોધકોના એ વેણુને સમર્થન મીરાના એક પદમાથી મળી શકે એમ છે

મુખડાની માયા લાગી રે, મોહન ! ત્હારા મુખડાની૦
મુખડું મ્હે જોયુ ત્હારૂં, આ જગતડુ થયું ખારૂ,
મન મ્હારૂ રહ્યુ ન્યારૂ રે, મોહન ! ત્હારા મુખડાની૦

સંસારીનુ સુખ એવુ, ઝાંઝવાના નીર જેવું;
ત્હેને તુચ્છ કરી ૫રૂં રે, મોહન ! ત્હારા મુખડાની૦
સંસારીનુ સુખ કાચું, પરણીને રંડાવુ પાછું;
ત્હેને ઘેર શીદ જાવુ રે ? મોહન ! ત્હારા મુખડાની૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ મ્હારો,
રાંડવાનો ભય ટાળ્યો રે, મોહન ! ત્હારા મુખડાની૦
મીરાબાઈ બલહારી, આશા એક ઉર ત્હારી;
કીધી મ્હને બડભાગી રે, મોહન ! ત્હારા મુખડાની૦

ગમે તે ખરૂ હો પણ પરણ્યા પછી નજીકના જ સમયથી એકાકિની જીંદગી, અને તે દુઃખભારવાહિની જીંદગી પણ ન જીવવા દેવા માટેના જુલમ મીરાને માથે શરૂ થયા.

પ્હેલે જ પગલે મીરાબાઈના નણંદ ભાભીને સમજાવવા ગયાં, કે ભાભી ! આ શા ઉત્પાત ? પીયર વગોવી હવે રાણાકુળને વગોવવા માડયુ ? મીરા નણંદને જ સ્હામાં ઉપદેશે છે કે—

'ત્હમે પણ જાઓ શીદ સાસરે રે બાઈ ! વૃથા વટાળો શાને દેહ ?'

અને નણંદ સાથે રાણાજીને કહેણ કહાવે છે, કે, 'નૃત્ય કરી હરિને' ભજો, અને સાસુને કહાવે છે કે હવે 'વૃદ્ધ થયાં. ગોવિન્દગુણ' ગાવ. બાળપણના સંસ્કાર ઉખડવા અશકય હતા, તે ઉખેડવાને મથવુ યે વ્યર્થ હતું.

એક સમયે રાણાજીને કોઈએ ખબર કરી કે મીરાના મ્હેલમા મીરા કોઈ પુરુષ સંગાથે એકાન્તે છે. ઉગ્ર રાજપુત્ર તરવાર ખેંચી મીરાને મ્હેલે ગયા, અને જોયું તો મીરાં

એકલાં. ઝાંખા પડેલા રાણાએ મીરાંને પૂછ્યું કે પેલો પુરુષ ક્યહાં છે? મીરાંએ કહ્યું;—

ક્યહાં છે પૂછો શું રાણા! રોષમાં રે? એ તો સઘળે વસે છે ભરપૂર:
ધ્યાનમાં જૂવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ પેખે, રહે છે દુષ્ટ થકી દૂરઃ
મીરાંમન મોહન શું માન્યું.

'રાણાજી! પ્રેમભક્તિ વડે પરબ્રહ્મ પેખાય.'

રાણાનો રોષ બમણો વધ્યો, અને સમશેરનો ઘા કર્યો તો મીરાં બે દીઠાં. મીરાંને મારવા ખડ્ગ ઉગામ્યું તો 'હરિએ દેખાડયાં મીરાં ચાર.' ખંડકિરીટી રાણાજી પછી મ્હેલે પાછા ફર્યા.

મ્હેલે જ પગલે છીંક થયેલી તે મીરાંનું સૌભાગ્ય વળ્યું જ નહીં, ઉઘડયું જ નહીં. દિન પર દિન અન્તર્પટ ગુણાતા ગયા, ઘાટા બનતા ગયા. ક્ષત્રિય યશધ્વજ શા રાજસ્થાનના રાજેન્દ્રને કલંક કરતાં મૃત્યુ આદરણીય હતું. મીરાંના મૃત્યુનાં સાધન હવે યોજાવા માંડયાં. એક વેળા એક પેટીમાં વિષ-નીંગળતો નાગ પૂરી પેટી મીરાંને મોકલાવી, અને કહાવ્યું કે આમાં સેવવા જેવા શાલીગ્રામ છે. રાજવચને શ્રદ્ધા રાખી મીરાંએ પેટી ઉઘાડી તો મહીંથી સુન્દર શાલીગ્રામ જ નીકળ્યા. 'ફૂલની ડાળીમાં વીછુ મોકલ્યા;' કાંઈ ન વળ્યું. અન્તે હલાહલ ઝેર ઘોળ્યું, પ્યાલો ભરી રાણાજીએ મીરાંને મોકલ્યો, અને દેવડીએ કહાવ્યું કે પ્યાલામાં કૃષ્ણપ્રભુનું ચરણામૃત છે. સોનાનો પ્યાલો હાથમાં

લીધો મીરાંએ મન મગ્ન થઇ રે, પ્રભુને દેખાડી કર્યું પાન;
અમૃત સરીખું થઈ ગયું, એને સમરથ ધણી ભગવાન :
મીરામન મોહન શું માન્યું.

વૈષ્ણવ સંપ્રદાયી મહારાણી મીરાંબાઇ ઉપર સંસાર અને સગાઓની આટલી પ્રાણહારી અવકૃપા કેમ ? આટ-આટલા અભાવા શાને ? એ કૌતકના પ્રશ્ન આપણને સહજ થાય જ. સૂર્યવંશી રાણાકુળ શિવમાર્ગી હતું, એક-લિંગ મહાદેવનુ ભક્ત હતું, એ એક ઉત્તર છે. પણ એ અધૂરો ઉત્તર છે. પરમ વૈષ્ણવ મહેતા નરસિંહને પણ એવી રાજ્યસંસારની વીટંબણાઓ વેઠવી પડેલી એ શાથી ? ઉત્તર જનસમૂહના સ્વભાવમાં છે. મનુષ્યમા જીવ છે તેમ જનમંડળ પણ જીવવન્તું છે : જનમંડળના પણ સ્વભાવ અને સ્વભાવ-જન્ય ગુણદોષ હોય છે. નરસિંહમીરાં ઉપરનાં જુલ્મનાં ને ત્હેની નિષ્ફળતાના મૂળ પણ જનતાના આત્મનઉંડાણમાં શોધવાનાં છે

આજનો આપણો સંસાર ઇતિહાસનાં વેણ માનશે કે સ્વામી નારાયણના સંપ્રદાયમાં જનારને નાત નાતબહાર મૂકતી ? હો સત્ય તો કલ્પના કરતાં પણ વિશેષ કૌતુકકારી હોય છે. ભૂતકાળ પોતાનો ભંડાર ઉઘાડે તો એકેક સત્યના એવાં અજવાળાં વાય કે આપણને અત્યાશ્ચર્યના આઘાત વાગે. સ્વામી નારાયણનો સંપ્રદાય ભાગવતધર્મ છે. શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ગીતા, અને ઉપનિષદ્ ઉપર પાયા રોપતો એ રામાનુજ પન્થ છે. છતાં પુત્રોને એ સંપ્રદાય સ્વીકારતા જોઇ પિતા પોતાને નિષ્પુત્ર થયા માની સંસાર ત્યાગી સંન્યાસ

હેતા, બ્રાહ્મણો એ સાંપ્રદાયીઓથી અભડાતા, વાણિયાઓ વટલાતા. આ સહુ આપણા ગુજરાતના ઇતિહાસની થોડા દાયકા ઉપરની કથની છે. એનું કારણ શું?

જૂનાને જીવન માનનાર સંસાર સહુ કાંઇ નવલને અશ્રદ્ધાની આંખે નિરખે છે. ગુજરાતમા જ નહી, સૂર્યવંશના રાણાકુળમા જ નહી, ભારતમાં જ નહી, પણ સકળ માનવદેશે 'નવીન તે નિરર્થક' એ સંસારનું સૂત્ર છે: અને પક્ષાપક્ષી વર્જી વિચારતા એ આચારસૂત્ર સારૂં છે. કંઇક કાળ સૂધી જીવી નવલ નિજ ચેતનની સ્થિરતા ન દાખવે, ઉત્સાહી અગ્રણીઓના જીવનમા વિકાસ પામી નવલ ઉપયોગિતા કે સુખસાધકતા ન દર્શાવે, કઇ વર્ષો સૂધી આરણે ઊભી દ્વાર ઠોકી ગૃહાન્તરમાં પ્રવેશવાનો નવલ દૃઢાગ્રહ ન પ્રકાશે; ત્ય્હાં સૂધી પ્રારબ્ધ ઉપર પગ મૂકી રસ્તાના સદસદ્ અતિથિને કુળનુ અંગ કરનારના કુળમાં અનાચાર આચરાય તો કાંઈ આશ્ચર્યજનક નથી. સંસાર મેઘાડમ્બર સમાન છે. ત્હેને ડોલાવતા સમીર સ્થિર બલવત્તર હોવા જોઇએ; ત્હેને ચીરતા વિદ્યુત્-કૃપાણ સત્યની જ્વાળાના ઘડાવા જોઇએ, ત્હેના અન્તરમાં ભરાવા મથતા મેઘ પુણ્યનિર્મળ અમૃતમીઠા વારિદવન્તા જોઇએ. નવલ પોતાનું સત્ત્વ દાખવે ત્યહાં સૂધી સંસાર ત્હેને ક્ષિતિજ ઉપર રાખે, ત્હેના કાંચનની કસોટી કસે એ યોગ્ય જ છે. નરસિંહ–મીરાના કાળમા આપણો સંસાર કૃષ્ણભક્તિનું કાંચન કસતો હતો. સો–પોણોસો વર્ષ ઉપર ગુજરાત સ્વામી નારાયણના પન્થનું હીર પરીક્ષતો હતો. હવે એ પરીક્ષાની અવધિ પૂરી થઇ છે. કાળે કરી નવલ તે

જૂનાં થયાં અને આપણા સંસારે ત્હેમને હૃદયમાં સ્થાન આપ્યાં. 'નવલવાદીઓને સંસારશાસ્ત્રના આ સૂત્રનો બોધ મનનયોગ્ય છેઃ નિરાશામાં આશા પ્રગટાવશે, દિલગીરીમાં દીલાસા દેશે.

મેવાડથી મીરાં હવે કંટાળ્યાં હતાંઃ જીવનના ભયથી નહી, પણ ભક્તિમાં વારંવાર પડતા ભંગથીઃ તેથી મીરાંએ મેવાડથી દેશવટો લીધો. મીરાં મેવાડથી મેડતે જઇ રહ્યાં; કે મેવાડથી પરભાર્યાં વૃન્દાવન થઈ દ્વારિકામાં અખંડવાસ કીધો; કે મેડતે થઇ દ્વારિકા જઇ ત્હાંથી વૃન્દાવન ફરી પાછાં દ્વારિકા આવી રહ્યાં, એ યાત્રાનો ક્રમ સંશયગ્રસ્ત છે. 'બિંદ્રાબન છેલછબીલા ઠાકોરકું' સલામ મોકલતાં હતાં તે મીરાં 'ગુણસાગરકું' સલામ ભરવા ગયાં, અને યમુનાજીમાં ન્હાયાં, યમુનાપાન કીધું, અને ગાયું કેઃ—

ચે બિનતિ ચિત્ત ધરિયે,
શ્રી જમુનાજી ! યે બિનતિ ચિત્ત ધરિયે.
ગિરિધરલાલ મુખારવિંદરતિ જન્મ જન્મ મોહે કરિયેઃ
શ્રી જમુનાજી ! યે બિનતિ ચિત્ત ધરિયે.

વળી પદ છે કેઃ—

ચાલો ઠાકોરમાં જઇ વસિયે;
હાં રે મ્હને લ્હે લગાડી રંગરસિયે રે—ચાલો.
ચન્દ્રવદન, રળિયામણી આંખો;
હાં રે મુખડું સુન્દર સોહિયે રે—ચાલો.
રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે;
હાં રે મન મોહ્યું મ્હારૂં મોરલીએ રે—ચાલો.

મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર;
હાં રે અંગોઅંગ જઈ મળિયે રે—ચાલો.

વળી

મેરા મન હરી લિયો, રાજા રણછોડ !

અને

સાંઢવાળા ! સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોસ;
રાણાજીના દેશમાં મ્હારે જળ રે પીવાનો દોષ:
ગોવિન્દો પ્રાણ હમારો રે, મને જગ લાગે ખારો રે;
મને મ્હારો રામ જી ભાવે રે, બીજો મ્હારી નજરે ન આવે રે.

ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગયાં પશ્ચિમ મ્હાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનુ માયામાં મનડું ન કાંય:
ગોવિન્દો.

એ સઉ પદો ઉપરથી એમ અનુમાની શકાય કે વૃન્દાવન અને ડાકોરજીની યાત્રા કરી મેવાડ ત્યાગી મીરાં દ્વારિકામાં જઈ વસ્યાં.

સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમસન્તોષ;
જેઠ જગજીવન જગતમાં, મ્હારો નાવલિયો નિર્દોષ: ગોવિન્દો.

ચુંદડી ઓઢું ત્યહારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો, દૂજો ડાઘ ન લાગે કોય: ગોવિન્દો.

મીરાં હરિની લાડણી રે, રહેતી સન્ત હજૂર;
સાધુ સંગાથે સ્નેહ ઘણો, પેલા દિલકપટીથી દૂર· ગોવિન્દો.

મેવાડના મહારાજ ‘ દિલકપટી ’ થયા, અને મેવાડનાં મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો. આ વેળાનુ મીરાનુ જીવન મહાકરુણ હતું. મીરાંનું એક પદ છે:

કરના ફકીરી, કયા દિલગીરી ? સદા મગનમેં રહના રે.
કોઇ દિન વાડી, કોઇ દિન બંગલા; કોઇ દિન જંગલ સોના રે;
કોઇ દિન હાથી, કોઇ દિન ઘોડા; કોઈ દિન પાંઉસે ચલના રે;
કોઇ દિન ખાનાં, કોઈ દિન પિનાં; કોઇ દિન ફક્કમ ફક્કા રે.
કરના ફકીરી.

રાજરાજેન્દ્ર ચિતોડનાથનાં રાણીજીને 'કોઇ દિન ફક્કમ ફક્કા' થતા, રથસુખપાલનાં ભોક્તાને 'કોઇ દિન પાંઉસે ચલના', મહેલઉદ્યાનના વાસીને 'કોઇ દિન જંગલ સોના': એ સઉ ચિત્તવેધક ચિત્ર નથી ? પણ આન્તર્દીપક જેનો પ્રગટયો છે અને મહાવૈભવના ઝગમગાટ ઝળકાવી રહ્યો છે ત્હેના બહારના રત્નરાશિ લૂંટી લેવાય ત્હો પણ શું ? મીરાં હૃદયવિભૂતિમાં રમતાં, ત્હેમને પાર્થિવનો સુખલોભ રહ્યો ન હતો. એ વિષ્યે મીરાંએ

પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ;
વાસ પૂરીને પ્રભુની પાસે રહ્યા સદા, મ્હોર્યા છે મનના કોડ;
મીરાંમન મોહન શું માન્યું.

મ્હણે મેવાડમાં રસની રેલ સવળી વ્હેવા માંડી હતી. ભરતખંડના રાજકુલશિરોમણિનાં રાણી પરદેશમાં ભટકે એની અયોગ્યતાની બુદ્ધિથી કે કાં તો ભક્ત અને કવિ એવી સદ્દશોભના કુળવધૂના પ્રેમની અતિ ઊંડી ઊંડી અન્તર્‌વાસનાથી રાણાજીનું મન અન્તે ફર્યું, અને મીરાંને તેડવા

ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સઉ પાય;
માજી ! પધારો મેવાડમાં વ્હેલાં, રાણાજી તો અન્ન ન ખાય;
મીરાંમન મોહન શું માન્યું.

પ્હેલાં તો મીરાંએ આવું કંઈક કહાવ્યું હશેઃ—

આજ મ્હારે સાધુજનનો સંગ, રે રાણા ! ભાગ્ય ભળ્યાં રે.
સાધુજનનો સંગ જો કરિયે, પિયાજી !
ચ્હડે તે ચોગણો રંગ રેઃ મ્હારાં ભાગ્ય૦
અડસઠ તીરથ સન્તોને ચરણે, પિયાજી !
કોટી કાશી ને કોટી ગંગ રે. મ્હારા ભાગ્ય૦

ક્ષત્રિયરાજનો ક્ષાત્રટેક પ્રજ્જ્વળી ઉઠ્યો હતો, ત્હેને કંઈ એવા ઉત્તરે સન્તોષ ન આપ્યો. બીજો ભીષ્મસન્દેશ કહાવ્યોઃ

જ્યાર લગી ત્હમે રહેશો દ્વારિકા રે, ત્હા લગી કરૂં અપવાસ.

રાણાજીનો આગ્રહ મીરાંએ હવે અન્તરનો નિરખ્યો. પણ મીરાં પ્રભુભક્ત હતાં, આજ્ઞા વિના પગલું પાછું ભરે એમ ન હતાં. તેથી રજા માગવાને મીરા 'આવ્યા શ્રીપ્રભુની પાસ.' વિનતિ સાભળીને હરિએ મીરાંને

હસી ચાંપ્યાં રૂદિયા સાથ;
શ્રી કૃષ્ણસ્વરૂપમા સમાઇ ગયાં રે મીરાં, જે જે શ્રી દ્વારિકાનાથઃ
મીરાંમન મોહન શું માન્યું.

બાબુ કીરતપ્રસાદ મીરાનો જન્મ સંવત્ ૧૪૭૫માં અને દેહત્યાગ સંવત ૧૫૨૬ માં કહે છે. મુબઇ સમાચારના સંશોધક લેખક મીરાંબાઇની લગ્નતિથિ સંવત ૧૫૭૩ આપે છે, એટલે જન્મતિથિ આશરે સંવત ૧૫૬૦ અનુમાન થાય. તે વિદ્વાન મૃત્યુતિથિ સંવત ૧૬૦૩ આપે છે.

ચમત્કારોથી ભરેલી, દન્તકથાઓથી રંગાએલી, ઇતિહાસના વિરોધોથી છંટાયલી, મીરાંની જીવનકથા આવીક છે.

મારવાડ મેવાડ અને ગુજરાતના ઇતિહાસ ઉપરથી જ્ય્હારે અન્ધકારના પડદા ઉપડશે ત્ય્હારે આ જીવનકથની પણ નર્યા પ્રકાશવન્તી પ્રકાશશે.

મીરાં અને મીરાંના ધર્મ વિષે એકાદબે પ્રશ્ન ચર્ચી આપણે સમાપ્ત કરીશું. કેટલાક મીરાં વિષે અર્થહીન પ્રશ્ન કરે છે કે મીરાં ભક્ત હતાં કે કવિ ? જાણે ભક્ત અને કવિ એ વિસંવાદી શબ્દો હોય ! મીરાં ઉભય હતાં. ભક્ત શિરોમણિઓમાં મીરાં ઝળકે છે અને ઝળકશે: કોઇ હજી એમનું એ પદ છીનવી લેવા મથ્યું નથી, મથશે નહીં: મથશે ત્હેને સૂર્ય ઢાંકવા નાંખેલી ધૂળ આંખોમાં પડવા જેવું થશે.

મીરાં કવિ હતાં કે નહીં ?—એ પ્રશ્ન કરનારા એક દલીલ એવી બોલે છે કે મીરાંએ પોતાનાં કાવ્યોને કાવ્યો ગણી રસાલંકારથી શણગારવા યત્ન કર્યો નથી. પ્રશ્નકારોને મ્હારો પ્રશ્ન એટલો જ કરીશું કે સ્વાભાવિક રીતે, સરલતાથી, વિનાયત્ને ગાઇ શકે એ કવિ નહીં, અને શ્રમસાધ્ય સ્મૃતિજન્ય કાવ્યો લખે એ કવિ: એવો કિયા રસશાસ્ત્રનો નિયમ છે ?

ઇંગ્લિશ સાક્ષરજીવનમાળામાં મેકોલેનો ચરિત્ર ચીતરનાર મોરીસન એક સવાલ ચર્ચે છે કે મેકોલેએ Lays of Ancient Rome નામના અને બીજાં કેટલાંક સારાં, ઉત્સાહી, વીર રસનાં કાવ્યો લખ્યાં છે; તો મેકોલેને કવિ ગણી શકાય કે નહીં ? એ પ્રશ્નના ઉત્તરમાં ના કહી એ લેખક લખે છે કે કેટલાંક વર્ષે શ્રમસાધ્ય સારાં કાવ્ય હાલનો

કોઇ પણ સુશિક્ષિત જન લખી શકે. વાંચન અને સ્મૃતિથી મેકોલેએ કાવ્યો લખ્યાં, અને નન્દશંકરેભાઇએ "કરણઘેલો" લખ્યો. મોરીસન કહે છે કે કેટલાંક વર્ષે ઘડી ઘડીને સારાં કાવ્યો લખનાર મેકોલે કવિ ન હતો, પણ રસિક હતો. થોડાંક અઠવાડિયામાં "Revolt of Islam" નાં બાર પુસ્તકનું પૂર જગતપદે વ્હેવડાવનાર શેલી તે કવિ હતો. જેની રગે રગમાં કવિતા ઉછળી રહી છે, જેનુ હૃદય કવિતા-રસથી છલાછલ છલકે છે એ કવિ. એરિસ્ટોટલનુ એક નીતિસૂત્ર છે કે પુણ્યનાં રડ્યાંખડ્યાં કામ કરે તે પુણ્યવાન નહી: મહાપાપી યે કદી કદી પુણ્યના કામ કરે છે. એવું જ રસસૂત્ર આપણે બાંધી શકીએ કે રડીખડી સારી કવિતાઓ લખી જાણે તે કવિ નહી; પણ જેનો ચિરંજીવ હૃદયભાવ કવિતા છે તે કવિ. યત્ન આદરી મનુષ્ય પણ કોકિલ જેવુ બોલી શકે છે: પણ એ રવવાદી નટને કોઇ કોકિલ કહેતું નથી. બોલે ત્હારે નિરંતર માધુરી વહેનાર જ કોકિલ. કવિની આ વ્યાખ્યા, વર્તમાન યુગના કવિમાં ગણાવા મથતા રસિક વર્ગને કદાચ અરૂચશે. મીરાંનાં અનેકાનેક પદો ઉપરથી લાગે છે કે જ્યહારે જ્યહારે મીરાં બોલતાં ત્હારે ત્હારે તે ગાતાં. ભજન, નૃત્ય, ઓચ્છવ, કીર્તન: એ એમનાં આખા જીવનનાં સંગાથી હતા. કેટલાક પદોમાંથી ઉતારા લઈએ: પણ થોડાક શિકર સાગરનુ ભાન શું કરાવશે?

હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો.
વેચન્તી વ્રજનારી રે, હાં રે કોઇ માધવ લ્યો૦
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે મટકે ચાલી રે,
હાં રે કોઇ માધવ લ્યો૦

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મ્હને લાગી કટારી પ્રેમની.
જળ જમનાનાં ભરવા ગયાં'તાં, હતી ગાગર માથે હેમની રે;
મ્હને લાગી૦
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ ત્હેમની રે;
મ્હને લાગી૦

---

લ્હે લાગી મ્હને ત્હારી, અલ્યાજી! લ્હે લાગી મ્હને ત્હારી.

---

ક્યાં રે ગયો રે પેલો મોરલીવાળો અમને રાસ રમાડી રે?
રાસ રમાડવાને વનમાં તેડ્યાં, મોહની મોરલી વગાડી રે;
ક્યાં રે.

---

કાગળ કોણ લઇ જાય રે? મથુરામાં વસે મેવાસી;
મ્હારા પ્રાણપિયાજી—કાગળ૦
એ રે કાગળમાં ઝાઝું શું લખીએ?
થોડે થોડે હેત જણાય રે, મ્હારા પ્રાણપિયાજી.

---

જાણ્યું જાણ્યું હેત ત્હમારૂં જાદવા રે લોલ,
હેત જ હોય તો હઇડામાં વરતાય જો;
અમે ત્હમારી આંખડીએ અળખામણાં રે લોલ,
વ્હાલપ હોય તો નયણાંમાં ઝળકાય જોઃ
(સત્યભામાનું રૂસણું)
ધીરજની વાતો ધરથી જાણી નહી રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જો;
કાળજડાં કોરીને ભીતર ભેદિયાં રે લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણ જો—જાણ્યું જાણ્યું૦

રાધેકો ગજરો, પ્યારીજીકો ગજરો,
હે રાધે રાણીજીકો ગજરો.
મેં જલ જમુના જાતી ભરનકો, ભર આઇ ગગરો,
બિસર આઈ ગજરો –રાધેકો૦
તુમ મત જાનો બન્યો હે ફૂલનકો,
રતન જડીત, મોતીયા હે, દે ગજરોઃ–રાધેકો૦

---

વાછરડી હારેડી હો લાલ! ત્હારી વાછરડી રે,
એવડ બેવડ નાડી બાંધી, ત્રેવડ નાડી તોડીઃ હો લાલ!૦

---

મીરાંના કાવ્યસાગરમાંની આ સઉ કણિકાઓ છે. વધારે જોવાને અત્ત્હારે આપણે અવકાશ નથી. એક પદ જોઇએ, જે બતાવે છે કે મીરા ખરેખાતના સ્ત્રીકવિ હતાઃ

મુજ અબળાને મ્હોટી નીરાંત બાઈ! શામળો ઘરેણું
મ્હારે સાચું રે. ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હઇએ રે;
ચિત્તમાળા, ચતુર્ભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે?–મુજ.
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કડલા ને કાંબી રે,
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અન્તરજામી રે–મુજ.
પેટી ઘડાવુ પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનુ તાળું રે,
કુંચી કરાવું કરુણાનંદ કેરી, ત્હેમાં ઘરેણું મ્હારૂ રે–મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર હરિને ચરણે જાચું રે–મુજ.

મણિમાળાઓ મેવાડમા ઉતારી 'સાચું' શામળાનું ઘરેણું' મીરાંબાઇએ પહેરી લીધું હતું. કવિતા, આવી સ્વાભાવિક

સરલ, ઉછળતી, સ્નેહાળ સુન્દરીકવિતા સરિખડી સુન્દર છે. મીરાં બર્ન્સના વર્ગનાં કવિ હતાં. બર્ન્સને કે મીરાંને કવિતા તે કળા ન્હોતી. એ તો વણવાવ્યાં ફૂલડાં પ્રફુલ્લતાં હતાં. સદ્‌ભાગ્યે પરભોમથી આવી આપણા પ્રાન્તમાં પરિમળતા એ પુષ્પનાં ઋણ આપણે પૂરેપૂરાં કદી વાળી શકીશું ખરાં ?

મીરાંનો ધર્મ કૃષ્ણભક્તિનો વલ્લભસંપ્રદાયને મળતો હતો. પુરાણપન્થીઓ ઉપર એવા આક્ષેપ કેટલીક વેળા મૂકાય છે કે મીરાંના શુદ્ધ સ્નેહી હૈયામાં એ પ્રભુના સ્વરૂપની કલ્પના અને ભક્તિ વિષેના વિચાર અતિ જડ સ્થૂલરંગી અને અણવિકસ્યા હતા. આ આક્ષેપો આછોતરા છે, કારણ કે ભક્તિ અને પ્રભુદર્શનની પ્રેરણા એ હૈયાપ્રવૃત્તિઓ છે; એટલે હૈયા શુદ્ધ અને સ્નેહાળ છે એમ કહ્યા પછી અન્ય આક્ષેપો મતભેદરૂપ મનાય. બુદ્ધિનાં બાળક પણ સ્નેહ પૂજા અને ભક્તિના ભાવ સમજે છે; અને સ્નેહ પૂજા ભક્તિના અભિષેકને યોગ્ય મહાપ્રાણને પણ ઓળખે છે. આજના અર્થમાં કદાચ મીરા સાક્ષર નહી હોય; છતાં ત્હેમનાં ભક્તિ વિષેના અને પ્રભુ વિશેના ભાવ ઉન્નત અને આ ‘ સાક્ષરશિરોમણિ’ઓના જમાનામાં એમને પણ બોધક હતા. તેમનાં બે પદ જ ફક્ત આપણે ગાઈ જઇએ;—

મીરાં ભક્તિ કરત હે પ્રગટકી; નાથ! તુમ જાનત હો સબ ઘટકી.
નાહી ધોઇ મીરાં લે સમરપણ પૂજા કરત સીતાપતકી;
સાલીગ્રામકે તુલસી ચ્હડાવે તો ભાલતિલક બીચ ટીપકી–મીરાં.
રામમન્દિરમે મીરાંબાઇ નાચત, તાલ બજાવત ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘૂઘરા, લાજ તજી ઘૂંઘટકી–મીરાં.

વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી;
કરી ચરણામૃત પી ગઇ મીરાં, અમૃતકી જેસી ઘટકી–મીરાં.
સૂરતદોર પર ચલી એકધારો, ઓર શીર ગાગર પર મટકી;
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સુરતા ચલી જેસી નટકી;
મીરાં ભક્તિ કરત હે પ્રગટકી, નાથ! તુમ જાનત હો સબ ઘટકી.

સાલીગ્રામને તુલસી ચ્હડાવતાં કે ભાલતિલકમાં ટીપકી પૂરતાં, સીતાપતિની પૂજા કરતાં કે ગમમન્દિરમાં બ્રહ્મનૃત્ય ખેલતાં, અથવા તો મહાવિષનો પ્યાલો હોઠે માંડતાં મીરાંની એક જ દૃષ્ટિ હતીઃ સુરતા અડગ હતીઃ પનીહારીની બેડા ઉપર હોય છે ત્હેવી, દોર ઉપર ચાલતા નટના જેવી. પૂજા સેવા નૃત્ય કરતાં કે મહાવિષ ઘોળતાં એવી એકનિષ્ઠ સુરતા રાખનાર ભક્ત હમણાં કેટલા છે? મીરાં एकमेवाद्वितीयम् તો જાણતાં જ હતાં; ઉપરાન્ત એ એક ઉપર અખંડ દૃષ્ટિ માંડી રાખતાં પણ જાણતાં હતાં. યોગ કે ભક્તિનું આથી ઊંચું પગથિયું કેટલાં ચ્હડયાં છે?

મેં તો લીયો હે સાંવરિયાને મોલ, માંઇ! મેં તો લીયો હે.

કોઇ કહે સૂંઘો, કોઇ કહે મૂંઘો;
મેં તો લીયો હે હીરાસુ તોલ–માંઇ!૦
કોઇ કહે હલકો, કોઈ કહે ભારી;
મેં તો લીયો હે તાકડીએ તોલ–માંઇ!૦
કોઈ કહે છાને, કોઈ કહે ચોડે;
મેં તો લીયો હે બાજતે ઢોલ–માંઇ!૦
કોઇ કહે ઘટતો, કોઇ કહે બઢતો;
મેં તો લીયો હે બરાબર તોલ–માંઇ!૦

કોઈ કહે કાલો, કોઇ કહે ગોરો;
મેં તો દેખ્યો હે ઘૂંઘટપટ ખોલ–માંઈ !૦
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
મ્હારે પૂરવ જનમરો હે કોલ—માઇ !૦

આ બે પદ પછી કોને શક રહે કે મીરાંએ "ઘૂંઘટ-પટ ખોલી" ને પ્રભુદર્શન લીધાં ન હતાં, અને બ્રહ્મપ્રકાશ પામ્યાં ન હતાં ?

મીરાંની જીવનકથામાં એક વાત મશહૂર છે જે ત્હેમના ધર્મનું લક્ષણ દર્શાવે છે. વૃન્દાવનની યાત્રાએ મીરાં ગયાં ત્હારે ત્હાં એક જીવા ગોસાંઇ રહેતા હતા. મીરાંને ત્હેમનાં દર્શનની વાંછના થઇ હતી, પણ ગોસાંઇજીએ કહાવ્યું કે પોતે કોઇ સ્ત્રીનું મુખ જોતા નથી. મીરાંએ ઉત્તર મોકલ્યો કેઃ

આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃન્દાવન વસી હજી પુરુષ રહ્યા છો, ત્હેમાં ધન્ય ત્હમારો વિવેકઃ
મીરાંમન મોહન શું માન્યું.

એ મર્મવચન સુણી જીવા ગોસાંઇ મીરાંનાં દર્શન કરવાને ગયા.

કૃષ્ણભક્તિ કેટલીક રીતે ઇરાનના સૂફીવાદને મળતી છે, અને કેટલીક રીતે ત્હેનાથી જૂદી છે. ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે એ એક મુદ્દાની વાતનું સામ્ય છે. મીરાંબાઇ અને નરસિંહ મેહેતાનાં પદ બહુધા શાન્ત છે, દયારામભાઇના જેવાં ઉન્મત્ત નથી. છતાં મીરાંના પદ-

સંગ્રહમાંથી પણ મસ્તીનાં પદ વીણ્યાં જડશે:]
મોહન ભાંગ પિલાઇ રે, કદંબ નીચે મોહન ભાંગ પિલાઇ.
જલ જમુનાંકો શીતલ પાની, ગાગર ભર ભર લાઇ રે–કદંબ૦
સોનેકી કુંડી ને રૂપેકા લોટા, કુંડીએ રતન જડાઇ રે–કદંબ૦
સોનેકા પ્યાલા તુમ પિઓ મતવાલા અખિયામેં લાલી લગાઇરે.
મીરાં કહે પ્રભુ ગિરધરનાગર, ચરનકમલ ચિત્ત લાઇરે–કદંબ૦

---

ભઇ મીરાં રામદિવાની, મેરા દરદ ન જાનત કોય–ટેક.
ઘાયલકી બાત ઘાયલ જાને, સો કોઇ ઘાયલ હોય;
સૂલીકે ઉપર સેજ હમારી, પોઢણુ કેસી બુધ હોય ? ભઇ૦
જડણુટીસે ભલા કારજ નાંહી, બેદ લિયા સબ જોય;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, બેદ સાવરિયોજી હોય. ભઇ૦

---

પ્રભુની પરાભક્તિને ભાંગ કે દારૂની ઉપમા આપવાથી કે સાત્ત્વિકી યોગવાંછનાને દીવાનાપણું કહેવાથી શું વિશેષ અર્થ સરતો હશે એ તો એ મતાનુયાયી સમજતા હોય તે ખરૂ. પણ એવા પ્રકારની કવિતાની પરાકાષ્ટા તો ત્યહાં આવે છે કે જ્યહાં હાફિઝ કવિ એક ગઝલમાં પુકારી ઉઠે છે કે 'દારૂ લાઓ, અને એક ચૌદ વર્ષની કિશોરી લાઓ.' આ શૈલીના કવિઓ ભૂલતા ભાસે છે કે ભક્તિ એ સાત્ત્વિક ભાવ છે, અને મસ્તી એ સાત્ત્વિક ભાવ નથી. તેથી ભક્તિભાવને ભાંગ, ગાંજો કે દારૂની ઉપમાઓ આપવી એ અવળે માર્ગે દોરવામાં કે અવળા માર્ગ ઢાંકવામાં સહાયભૂત થાય છે.

સૌ ધર્મોનાં ફિલસુફી ને આચાર એવાં હોવાં જોઇએ

કે નરનારી ઉભય તે સ્હમજી, ગ્રહી, આચરી શકે. પુરુષમાં તેમ સુન્દરીમાં આત્મા છે; અને ઉભયના આત્માને વિકાસ, વિશુદ્ધિ, અને ઉન્નતિની આવશ્યકતા છે. એટલે પ્રભુયોગ અને તે સાધ્ય કરાવનાર ધર્મસિદ્ધિ પણ નરનારી ઉભયને માટે હોય." સૂફીવાદ તેમ જ કૃષ્ણભક્તિ બન્ને આ દૃષ્ટિએ અધૂરાં ભાસે છે. સૂફીવાદમાં પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરાય છે. આ મત સુન્દરીઓની ધર્મભાવનાને પરિતર્પતો નથીઃ કારણ કે સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીતે માની શકે? પતિની પત્ની હોય, પણ પત્નીને વળી પત્ની કેવી ? સૂફીવાદ માત્ર પુરુષોને પરિતર્પે છે : સ્ત્રીવર્ગ એ ગ્રહી-આચરી ન શકે એટલી એમાં અધૂરપ છે.

કૃષ્ણભક્તિમાં પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભક્તિ કરે છે એ એક મુદ્દાની વાતમાં કૃષ્ણભક્તિ સૂફીવાદથી જૂદી પડે છે. છતાં એમાં ય તે સૂફીવાદના જેવી અપૂર્ણતા છે. સ્ત્રીવર્ગ કૃષ્ણભક્તિ સમજી શકે અને પ્રભુની પતિભક્તિ આચરી શકે. પણ પુરૂષો પોતે સ્ત્રી શી રીતે થાય અને પોતાના વરની પૂજા શી રીતે આદરી શકે એ સ્હમજવું કપરૂં છે. પત્નીની પત્ની હોઇ શકે નહી, તેમ પતિને પતિ પણ આપણે જોયો નથી. નવું સંસારવિધાન રચાય ને ત્હેમાં કદાચ સૂફીવાદ અને કૃષ્ણભક્તિની અપૂર્ણતાઓ કોઈ નવલ સંસારશાસ્ત્રીયો ઘટાવે ત્હારે ખરા." સંસારમાં તો વરનો વર કે વહુની વહુ કલ્પવાના ભાવ અધરા છે.

સૂફીવાદ તેમ જ કૃષ્ણભક્તિનાં ધર્મવૃક્ષોને અનીચ્છનીય ફળફૂલ બેઠાં છે, અને એનાં કારણ એમનાં મૂળગત

સિદ્ધાન્તોમાં છે. પતિપત્નીના દામ્પત્યભાવથી આત્માપરમાત્માનો યોગભાવ નિરાળા પ્રકારનો છે એ સ્હમજાય તો પછી એ ભક્તિમાર્ગો અધિકા ઉર્ધ્વવાહી થાય.

છતાં એ ઉભય માર્ગોમાં મહાસત્યો છે, જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે, તેમ ધર્મશાસ્ત્ર–Science of Religion પણ પોષે છે. ધર્મનાં બીજ હૈયામાં છે, ભક્તિ તે ઉરની કલા છે, પ્રભુદર્શનને અર્થે ભક્તિ સમાન અન્ય સુગમ સાધન નથી, એ બધાં સત્યો સૂફીવાદ તેમ જ કૃષ્ણભક્તિની વીરહાકો છે. પૃથ્વીપ્રદક્ષિણા કરી દેશદેશનાં સંપ્રદાય મન્દિરો પૂજાવિધાન નિરીક્ષીશું તો સહજ જણાશે કે માનવકુલે ભક્તિમાર્ગ સ્વીકારવાનો જાણે સંપ કીધો છે. આપણા ભારતવર્ષે પણ અન્ય સર્વ માર્ગોને ગૌણ ગણી દુનિયાને પગલે પગલે ભક્તિમાર્ગને આદર દીધો છે. આપણા મન્દિરો ઉપર ફરકતા ધ્વજપટ, આપણા કાનમાં વ્હેતાં ભજનકીર્તન, આપણા નયન ભરતાં ભક્તવૃન્દનાં ટોળે ટોળાં સૌ એક જ–એ જ સત્ય દર્શાવે છે જ્ઞાનયોગ કે હઠયોગના અન્ય માર્ગો જેઓ ઉપદેશે છે તેઓ પ્રજાપ્રેરિતો નથી, પંડિતપ્રેરિતો છે.



## સાધુપુરૂષ પઢિયારજી

### પ્રથમ સંવત્સરી

મુંબઈ, ૪થી જૂલાઈ ૧૯૨૦

---

### ૧, ઉપોદ્‌ઘાત

પેલી હબસણના દીકરાની લોકવાર્તા જાણીતી છે કે નગરસુન્દર તો એક મ્હારો પૂત.

મ્હોટો થાય ત્હો યે મ્હારો માણકો. માતાને મન અર્ધી સદીનો પુત્રે બાલક જ.

એ બન્ને ય માતૃવાત્સલ્યની ભૂલો છે.

ભારતવર્ષમાં યે વર્તમાન કાળે એવી બે ભૂલો પ્રવર્તે છે.

કઃ હિન્દ કે હિન્દવાસીનું સારૂ કો બોલે કે મિથ્યાભિમાનનો આરોપ ઢોળાય; પરદેશીઓ તરફથી ને પરદેશી જેવા દેશીઓ તરફથી.

ખઃ મ્હોટો થાય ત્હો યે મ્હારો તો બાલકઃ ભારતવાસીઓના ગુણભંડારમાંથી આપણે શા શા જાણીએ છીએ? ✓રવીન્દ્રનાથ, વિવેકાનંદ, જગદીશ ચન્દ્રના ગુણગૌરવ આપણે પારખ્યા છે?

માત્ર આપણા બ્રાહ્મણોની એ ભૂલ નથી. વૈશ્યોની પણ એ જ ભૂલ છે.

આપણા કપાસની, ઘઉની, મોતીની, સોનાની આપણા વૈશ્યવરો નહિ, યૂરોપઅમેરિકાના તાર કીમત આકે છે

આપણા રવીન્દ્રનાથની, વિવેકાનન્દની, જગદીશ ચન્દ્રની કીમતે યૂરોપઅમેરિકા આકે છે યૂરોપઅમેરિકા આપણુને આપણા ઓળખાવે છે.

આપણે આપણાને ક્યહારે ઓળખતા–પારખતા થશું ?

ગુજરાત કહે છે નવલરામ પછી ટીકાકાર નથી ને નવલરામને ગૂજર્યે ૩૦ વર્ષો થયા ! માતૃવાત્સલ્યની ભૂલો ક્ષમ્ય છે. ઉઘાડી આખે ઓળખાતું કે પારખાતું ઓળખે પારખે ત્હેને માથે મિથ્યાદેશાભિમાનના આળ ઢોળવા એ શી રીતે ક્ષમ્ય લેખાય ! અહી કે ઇશ્વરને ત્હા ?

પઢિયારને ગુજરાત ઓળખતું એટલુ થોડાક સાક્ષરોને ત્હારે ઓળખતુ. નિત્યશ પઢિયારના ગ્રન્થોની ધર્મશાસ્ત્ર સમી પારાયણ થતી, મુબઇમા અને અન્યત્ર.

પઢિયારના પહેલા પુસ્તકની કહાણી કહું, આર્યવિધવા. પઢિયાર લખે, પણ છપાવે ક્યહાથી ? શેઠ લક્ષ્મીદાસ ખીમજીને નિજ હસ્તલેખ વચાવ્યો લક્ષ્મીદાસ એટલે, નર્મદના વેળે, સુધારાના થાભલા લક્ષ્મીદાસ શેઠે કહ્યુ કે શેઠ માધવદાસ રૂગનાથદાસ ને શેઠ કેખુશરૂ કાબરાજી કને જાવ, વચાવો, ને ગ્રન્થ પાસ કરે તો છપાવી આપુ પઢિયારજી ગયા, ગ્રન્થ વાચી સભળાવ્યો. માધવદાસે ચીઠ્ઠી આપી કે ગ્રન્થ સારો છે શેઠ કાબરાજીએ ચીઠી આપી કે પુસ્તક ઘણુ સારૂ છે, પણ આ છોકરો કહે છે કે મ્હે લખ્યુ છે

તે હું માનતો નથી પઢિયાર ત્યહારે કચ્છ ભીડતા, પ્હેરણ પ્હેરતા, ભૈયાશાઇ ટકાની ધોળી ટોપી પહેરતા. આર્ય વિધવાનો ગ્રન્થ છપાયે વનમાળીદાસ લાધાભાઈના 'હિન્દુસ્થાન'મા અવલોકન છપાયુ કે અમૃતલાલ સુન્દરજી પઢિયાર નામનુ તણ્ટલુસ ધારણ કરીને કોઇ સારા સાક્ષરે આ ગ્રથ લખેલો છે.

અંગોઅંગમા શેઠાઇ હતી તે શેઠ લક્ષ્મીદાસ ને સાચ્ચા સુધારક શેઠ માધવદાસના વર્ગે પઢિયારજીને ઓળખ્યા હતા

શેઠ કાબરાજીના વર્ગના સાક્ષરોની ને સુધારકોની નાતે પઢિયારને છેવટ સૂધી ઓળખ્યા ન્હોતા.

સજ્જનો! કહેશો કે સન્તને આળખ્યો નહિ તેથી ખોયું કોણે?

મ્હે તો ઇન્દુકુમારમા ઉચ્ચાર્યુ છે કે—

"અઘરા છે જાણવા પોતાના અવગુણ,
અંહી, અને બધે ય તે,
આજ, અને સદા સર્વદા;
પણ એથી યે અઘરૂં છે
પોતાના સાચ્ચા ગુણ જાણવા તે.

મ્હારાથી બનશે તેટલું આમ કે તેમ ભૂલની ભેખડે પગ મૂકી લપસી પડવાનું ન થાય તે સાચવીશ, અને ઓળખ્યો-પારખ્યો છે એમ ઓળખાવીશ ને પરખાવીશ.

## ૨, મહાન મુસાફર

પઢિયારજી Arm-chair સાક્ષર ન હતા.

ડૉ. હરિ હર્ષદ ધ્રુવ પછી પઢિયારજી સર્વથી મહાન ગુજરાતી મુસાફર-સાક્ષર હતા.

અને ડૉ. ધ્રુવની સફરો હતી પરદેશની. એમની એ હિન્દમાંની સફરો પઢિયારજી જેટલી નહી.

ગુજરાત ઘૂમી વળેલા એ આપણા સાક્ષરો કેટલાક છે ?

તીર્થયાત્રાને ધર્મવ્હેમ કેટલાક કહે છે. ધર્મયાત્રા નહિ, ગુજરાતની ઇતિહાસયાત્રા કેટલાકે કરી છે ? ઇતિહાસ-પુરાતન ગુજરાતનાં દર્શન કેટલાએ કીધાં છે ?

શિલાદિત્યોનાં વલ્લભીપુરનાં ખંડેર છે, જયશિખરીનું પંચાસર છે, વનરાજે વસાવેલું અણહિલ્લપુર પાટણ છે, વનરાજના પ્રધાન ચાંપાએ સ્થાપેલ ચાંપાનેરનાં ખંડેર છે.

એ સહુ ઇ. સ. ૭૫૦ પહેલાંની, યૂરોપમાંના શાર્લમેઇનના સમય પૂર્વેની, the Holy Roman Empire ની સ્થાપનાના પૂર્વયુગની આપણી રાજનગરીઓ.

ગ્રીસ અને રોમથી પુરાણાં—ઇ. સ. પૂર્વે ૧૨૦૦ અને ઇ. સ. પૂ. ૭૫૩થી પુરાતન, પાંડવો ને કૌરવો—કૃષ્ણ ને સુદામાજીના વારાનાં, પાચ હજાર વર્ષ પ્રાચીન નગરો ગુજરાતમાં આજે છે. દીઠાં છે ?

પ્રભાસ, જૂનાગઢ, દ્વારિકા, સુદામાપુરી, જગતમાંની એ મહાપ્રાચીન નગરીઓ દીઠી છે ? જોવાની જીજ્ઞાસા થઇ છે ?

અણહિલ્લપુર ને દ્વારિકાપુરી ગ્હેં યે હજી નથી દીઠાં.

કેટકેટલાક સાક્ષરોએ ગુજરાત દીઠા છે? કેટકેટલાકે ઇતિહાસયાત્રા કીધી છે?

✓ પ્રેમાનન્દે ને દયારામે ભારતયાત્રાઓ કીધી હતી. કવીશ્વર થતાં પૂર્વે દલપતરામ શિહોરના બ્રહ્મકુંડથી આરાસુરી અંબાજી અને કચ્છમાંડવીના બંદરથી શુકલતીર્થ ને બરકાલ સૂધીનો ચોખૂટ ગુજરાત ખૂંદી વળ્યા હતા.

આપણે અત્યહારે તો એ કમાયા કે પ્રાચીન ભાવનાને વગોવી, ને નવીન ભાવનાને જન્માવી નહી. ધર્મયાત્રાઓ ગઇ: ઇતિહાસયાત્રાઓ આવી નહિ. નવપ્રજાએ મુસાફરી જ ખોઇ. ૭૦ વર્ષોની પ્રજાપેઢીઓનો એક એ નફેતોટો.

✓ પઢિયારજીમાં પ્રાચીનઅર્વાચીનનાં સુન્દર સંમિશ્રણ હતાં. ભારતયાત્રાઓ પઢિયારજીએ પેટ ભરીને કીધી હતી. ઘણે ભાગે જૂને ભાવે જતા, ને નવી આંખે નિહાળતા.

એ તો પરિવ્રાજક હતો
અનન્તઆયુષી આર્યાવર્તનો.
તીર્થજળના કો ઘાટ,
શિખરશિખરનાં કો મન્દિર,
ગુફાઓ કે ગિરિમાળાઓ:
એને એકે અજાણ્યાં ન હતાં.
કાશ્મીરની કમનીય સરોવરકુંજે,
બદરીકેદાર ને અમરનાથના
બરફના રણપગથાર,
સિન્ધુ બ્રહ્મપુત્રા ને ઇરાવતી,

ગંગા ગોદાવરી કે કાવેરી,
ધનુષ્યકોટી ને સાગરનેતુ,
કાચનગંગા ને ધવલગિરિ :
એ સર્વેના સનાતનત્વનાં
કરતો હતો પરમ દર્શન
ગુજરાતનો એ પરિવ્રાજક.

× × ×

મ્હને સ્મરણે છે અમારી દસ દિવસની ગુજરાત-યાત્રા : ડાકોરજી, પાવાગઢ, ચાંપાનેર, ભૃગુતીર્થ, શુક્લતીર્થ, કબીરવડ, ચાદોદ–કરનાળી, ગંગનાથ.

શું થતું ફલ ? એક જ દૃષ્ટાન્ત. મ્હારૂં ગુજરાતજાણીતું ગીત છે કેસરભીના કન્થ હો! એક મિત્રે ટીકા કીધી કે રણ ર્હડતાં એવો પ્રલંબ રાગ તે હોય ?

ચાંપાનેરનાં ખરા મધ્યાહ્નના ટઠોરખાનામાં અમે વાગતો સાંભળ્યો હતો પેલો પ્રોત્સાહક ઝૂલણા છન્દ; અને ઝૂલણા એ જ સિન્ધુડો. મ્હાડ ને સિન્ધુડો બંને પ્રલંબરાગો છે.

ગઈ એ યાત્રાની મજાઓ.

યાત્રામાં યે પઢિયારજીને ગમતું અદ્‌ભુત ને આશ્ચર્યવન્તું. એને એમના આકર્ષણ હતાં

વજ્રાબાઈના કુંડ, હિમાલય, કાશ્મીર, આરાકાનની ગુફાઓ, કુંભના મેળાઓ, રામસેતુના સાગરસંગમ.

### ૩, સત્સંગ અને સમાગમ

આનાં પ્રધાન પરિણામ ત્રણ પરિણમતાં, (ક) નિરન્તરનો સન્તસમાગમ (ખ) ઘણા ઘરનો ગ્હેરોઘો (ગ) ઘણાઓ વચ્ચેની સાંકળ.

ક. જોગીજતી–નવા ને જૂના–નો પઢિયારજીને અખંડ સત્સંગ હતો. ગંગનાથના બ્રહ્માનન્દજી,. અમદાવાદ પ્રેમ-દરવાજાના સરયુદાસજી, ઝાડખંડી વૈજનાથના બાલાનન્દજી, નર્મદા માલસરતીરના માધવદાસજી; અનન્તપ્રસાદ, જાદવજી મહારાજ, વ્યાસબાપા–જૂનાગઢ; પ્રો. ગર્જર, ભાઇ મોહનદાસ, પ્રો. સુબેદાર, ને કાન્ત. એ સૌના પઢિયાર સત્સંગી.

શ્રીમંડળમાં યે પઢિયારજી માનીતા ને લાડીલા હતા. પઢિયારજીનાં પરિચિત હતાં સર વિઠ્ઠલદાસનાં માતુશ્રી નાથીબાઇ ને કાકી જમૂબાઇ; સ્વ. જમનાબ્હેન સક્કઇ; સ્વ. સૌ. કાશીગૌરી ગજ્જર; વનિતાવિશ્રામોવાળાં શિવગૌરી બાજીગૌરી ને અમદાવાદવાળાં સુલોચના બ્હેન.

ભિન્નભિન્ન પ્રકૃતિના જોગીડાઓની પઢિયારત્રિપુટિ હતીઃ મોહનદાસજી, અખંડાનન્દજી અને પઢિયારજી.

He was neither a society man, nor a carpet knight. પણ હતો પ્રજાનાં પ્રફુલ્લેલાં આત્મન્‌ફૂલડાંનો નિર્મળ ને સાચ્ચો મધુકર. પઢિયારજી હતા જીવનપરિમળના રસિયા. દિશદિશની દૈવી વિભૂતિઓનાં ત્હેને સદા યે આકર્ષણ આવતાં.

મણિશંકર–કાન્તને ત્ય્હાં અમે મહિનો મહિનો અડંગા લગાવીને પડતા. પરમાર્થપ્રવૃત્તિઓમાંથી Casual કે privilege leave ભોગવવી હોય ત્હારે અમારે ઘેર આવતા. અમારે ત્ય્હાં આવે ત્હારે પછી જવાનું જલ્દી ન મળતું.

ખ. ગુજરાતમાં ઘણાં ઘરના પઢિયારજી માનીતા પ્હરોણા હતા. પઢિયાર આવ્યે બારણાં અજવાળાતાં. આજ

વ્યક્તિવાદનાં અનિષ્ટો એટલાં પ્રસર્યાં છે કે પૃથક પૃથક ઝાડનાં થડ જેવાં ઘણાંખરાં આપણે મહેમાનીશૂન્ય ઉભાં છીએ.

પારકે ઘેર માનીતા મ્હેરોણા થઈ જોયુ છે? મુશ્કેલ છે. જઈએ ત્ય્હારે હૈયામા ઉમળકા આવે, આંખમા નૂર મ્હેડે, મુખથી અમૃત વરસે, બાલકો વૃદ્ધો યુવાનો–શું સ્ત્રી કે શું પુરુષઃ સહુ ઉરના આદર દે, એમાં ઘણા ઘણા ગુણની આવશ્યક્તા નથી? માવજીભાઈને પૂછી જૂવો, કહેશે.

ગુજરાતમાં નથી બીજો એવો કો ગુજરાતી આજ, એટએટલા કુટુંબમંડળનો માનીતો મહેમાન.

ગ. અને પઢિયાર હતા ઘણાંઓ વચ્ચેની સાંકળ.

દૈનિકો ને માસિકોના તન્ત્રીઓ, આપણા જાહેરજીવનના નેતાઓ; સંસ્થાઓ, જીમખાનાઓ, મંડળીઓના મન્ત્રીઓ; ભગિનીસમાજ ને હિન્દ સ્ત્રીમંડળના સેક્રેટરીઓ; તેઓ કહી શકે કે આ કેટલું કપરૂ છે, ને એમાં શા શા ગુણસમુચ્ચય જોઇએ.

એવો એક જ હતો બીજો ગુણભંડાર ગુજરાતી, અને તે યે ગયો છે. ગુર્જર સાક્ષરો વચ્ચેની તે સાહિત્યસાકળ હતો; સાહિત્યપરિષદનો પિતા રણજિતરામ.

## ૪, ચોરવાડનું અનુપમ સન્તાન

પઢિયારજી ચોરવાડનુ પરમ સન્તાન હતા. વનલક્ષ્મીના ધનાઢ્ય પુત્ર હતા; છલકાતી કુદરતનાં ધાવણ પી પી ઉછરેલા દૂધમલ બાલક હતા.

શરદના સરોવરમાં પાણી, એવું પઢિયારમાં વતનનું વ્હાલ હતું. વતન એમનું કર્તવ્યક્ષેત્ર હતું. એ સંસાર શાસ્રીની વતન તે Laboratory–પ્રયોગશાળા હતી.

યાત્રામાથી પઢિયારજી પરિમળો વીણી લાવતા, ને વતનમાં વાવતા.

મ્હારા મેઘદૂત ભાષાન્તરનુ અર્પણ ચોરવાડની વનલક્ષ્મીને ને જનલક્ષ્મીને છે. એ અર્પણમાં પઢિયારજી વિશે શ્લોક છે–

ચારે ધામે પધારી, વિવિધ સુરભિઓ સંગ્રહી, પુણ્ય આણી,
વતને સત્કર્મ વાવી, ઘરઘર મૂકતો ફાલ સત્કર્મ કેરા;
સંસારે સ્વર્ગ રચતો, અજબ ઉછળતો પ્રાન્તની પ્રેરણા શો,
નામે ગુણે નિધિના અમૃત સરિખડો દૈવી પઢિયાર છે ત્ય્હાં.

વતનને ત્હેના ઉપર વ્હાલ હતું. વતને ત્હેની મૃત્યુ તિથિએ પાકી પાળી હતી. આખા ગુજરાતમાં એ એક જ નગરે. પઢિયાર જતે પડેલી ખોટ ગુજરાત સ્મજ્યું ન્હોતું.

પઢિયાર સાચેસાચ ચોરવાડવાસી હતા. વતનમાં પગ મૂકે ને પઢિયારને હૈયાસેરો ફૂટતી, આત્માના જળના ફૂવારા ઉડતા, વતનની વનલક્ષ્મી જેવા ઉભરાતા.

સાગરતીરના એ ગામડાને પઢિયારે દેશજાણીતું કીધું, અણુછતાને છતું કર્યું. કાઠિયાવાડમાં યે પ્હેલાં ચોરવાડ અણુછતું હતું. ૧૯૧૭ માં મ્હને રાજકોટવાસીઓએ પ્રશ્ન પુછયો હતો કે ચોરવાડમાં ઉન્હાળો ગાળશો ? માંગરોળ, વેરાવળ, પોરબંદર નહી ? ને ત્ય્હાં ? મ્હેં કહ્યુ, માંગરોળ ને વેરાવળવાસીઓ હવાફેર માટે ચોરવાડ સિધાવે છે.

ત્હમે પૂછશો, ચોરવાડ એટલે શું ? ભૂગોળાન્તર કાંઇ નથી. એક વાર જઇ આવનારને પૂછો.

મહુવાની વાડીઓ નિરખી હશે તે ચોરવાડને પિછાનશે.

ચઢોતરની કુંજો એ ન્હાનકડી કુંજઘટા જેટલી ઘેરી નથી. દક્ષિણ ગુજરાતનાં ધરમપુરવાંસદાનાં વન એટલાં વ્યવસ્થિત નથી.

ત્હેનો દરિયો, બેકબે જેવો છાછરછીછરો નહી, પણ એપોલો બન્દરના જેવો આરાઉડો છે. એ ખાડી નથી, અરબ્બી સમુદ્ર છે.

આલ્બમ તૈયાર થાય છે ( થવાનું હતું-૧૯૩૪ ), એટલે પ્રત્યક્ષ દેખાશે.

ને મીઠાં પાણી ! કૂવો ખોદતા જમીનના સંશોધનની જરૂર જ નહી. જ્યહાં ખણો ત્યહાં મીઠાં પાણી.

અને ત્યહાંની વનસ્પતી ! પાંદડાં ચળકે ને કુંપળો ઝગારા મારે. ન્હેંતેકથી યે મ્હોટા વડપાનને તોડી મુખડે મશરૂ તરીકે-મખમલ પેઠે ફેરવતાં મોહિત મુસાફરને દીઠાં છે.

પોપૈયા, નાળિયેર, કેરી, જાંબુનાં તો ઝૂમખાં ઝૂલે. દરબારી બગીચામાં કાજુ, ચારોળી વિ. વિરલ ફળઝાડની ફોરમો ફૂટે. એક સ્થળે ઉભો તો ત્યહાંથી ચારપાંચ કદળી વનનાં દર્શન થાય.

પઢિયારજીના વતનમાં પાણીમાં પત્થર તરે છે.

અગથિયાને સ્કન્ધે ત્યહાં પાનવેલો ડોલે છે. નાગરવેલની કુંજો તો જાણે લીલમની શતસ્થંભીઓ ! આથે સીમાપ્રાન્તે ગીર ને ગીરનાર, દક્ષિણે પ્રભાસ ને જાદવાસ્થળી, ઉત્તરે

રૂક્મિણીજીની ચોરી ને માધવપુર છે. પાસે કનઈ માતા, વીસણુ-વેલ, ધન્તરવેલ, ઝુંડ, વડું વન, સરિતા, સાગર, ને સરિતા સાગરનો સંગમ.

ચોરવાડના પ્રત્યેક સાર્વજનિક ખાતાના પઢિયારજી પ્રેરક ને નાયક હતા.

દશેક વર્ષો ઉપર પુસ્તકશાળા સ્થાપી પગરણ માંડયાં. પછી સ્ત્રીવર્ગ ઉઘાડયો, અખાડો ખોલ્યો, ઈંગ્રેજી નિશાળ કીધી, ધર્મશાળા બન્ધાવરાવી, સેનિટેરીયમ કરાવ્યું, બોર્ડિંગ ઉઘડાવી, ખેડતો કાજે રાત્રીશાળા કીધી, દુષ્કાળમાં Cattle Camp જમાવ્યો.

સહુ પ્રજાથરમાં પઢિયારજી વિચરતા; એક વર્ગના ન હતા. ખેતરમાં ખેડૂતને માંડવે વાસો રહેતા; લક્ષાધિપતિઓની હવેલીઓની ઉઘાડી હાથેળી સમી અગાસીઓમાં વિશ્રામ લેતા; રામમન્દિરની આરતીમાં ઉમંગભેર વિહરતા.

પવન, સાગર, વનલક્ષ્મી, ચાંચિયાઓનું ઝુંડ, જૂના ઇતિહાસો, જળભરી વાવોના પઢિયારજી જાણે પુત્ર હતા. પણ સદા યે પેલા પાણાખાણોના ફકીરની ફકીરી ઓઢી ફરતા.

## ૫, વૈદરાજ ને વનસ્પતીશાસ્ત્રી

કુદરત પઢિયારજીને કમાડ ઉઘાડતી; અને પઢિયારજી કુદરતની પોથીમાંથી વૈદકના ને વનસ્પતીશસ્ત્રના અભ્યાસ કરતા.

ઓળખો છો–પિછાનો છો ગુજરાતના પરમ વનસ્પતી શાસ્ત્રીને? નામ સાંભળ્યું છે કદી જયકૃષ્ણભાઇનું? અને

એમના મહાગ્રન્થ વનસ્પતીશાસ્ત્રનું ? લગભગ ત્રીશેક વર્ષો પોરબન્દરના Forest Officer હતા, બરડાના બહાદુર ભોમિયા હતા. નર્મકોશથી બમણુ જેવડું ક એમનું વનસ્પતીશાસ્ત્ર છે. ત્હેમાં પોતાનું બધું ધન ત્હેમણે હોમ્યું છે; સકળ જ્ઞાનલક્ષ્મી યે ત્હેમાં ને દશેક હજાર રૂપીઆ યે ત્હેમાં. ૭૪ વર્ષનો એ જુવાનડો આજે યે બરડાના દીપડાને પગલે ચાલે છે. ગુજરાત! પિછાન છ ત્હારા એ મહાવિદ્વાન જયકૃષ્ણભાઈને ?

પઢિયારજીનું એટલુ કે એવુ વનસ્પતીશાસ્ત્રનું શાસ્ત્રીય જ્ઞાન ન હતું. પણ વનમા ફરતા સારે રસ્તે વનચર જેવા ચરતા ચરતા ચાલે. હાથલા થોરના ડોડલા, ગૂંદાં, વેલાઓ, કે વૃક્ષોના પાંદડાં તોડતા જાય, ખાય ને ખવરાવતા જાય. વડની વડવાઈઓની રતુંબડી અગ્ર રેખાઓ તો એમને કુદરતના ધાવણની ટોટીઓ હતી. મહાત્મેગીઓ વનસ્પતી ખાઈને કેમ જીવે છે ત્હેનું પઢિયારજી પ્રત્યક્ષ ભાન કરાવતા. ચોમેર વનને એમની આંખ જોતી જ જતી.

પઢિયારને ક્ષયનું પાસુ હતું. એ ક્ષયના દર્દમાંથી એમનો વૈદકનો અભ્યાસ જન્મ્યો હતો. છેલ્લાં દશ વર્ષો તો કરી પાળી પાળી, શરીરલતાને પંપાળી પંપાળી, સંભાળથી જ જીવતા.

જોગીજતીના સમાગમે વૈદક ને વનસ્પતીના અભ્યાસને ઉત્તેજન મળ્યું હતું.

એ જ્ઞાન શાસ્રીય ન હતું, Emprical હતું. નુસ્ખા, જોગી જતીના અનુભવો પ્રધાન હતા. અદલુન ને ભીપણ ઉપર તરતું. શકુન્તલા ઇંગુદીનું તેલ વાપરતી એટલે પઢિયારજીએ

ઇંશુદીની હિસ્ટીરિયાની ગોળીઓ કરી હતી.

છાતીમાંથી કફ કાઢી નાંખવાને ઉષ્ણોદક પી પીને ઉલટી કરતા; અને એમ પોતાની યોગક્રિયાનું ફળ સાધતા.

જાહેરસભામાં સાપનું ઝેર ચાખવાને આપણામાંથી કેટલાક તૈયાર થશે.?

મુંબઇના વિક્ટોરિયા ગાર્ડનના સુપરિન્ટેન્ડન્ટ હતા એક મિ. મહાલક્ષ્મીવાળા. સાપના વિધવિધ ઝેર ઉપર એમનું જાહેર ભાષણ હતું. મહાલક્ષ્મીવાળાએ કહ્યું કે સાપનું ઝેર હોજરીમાં ગયે મારતું નથી, લોહીમાં ભળ્યે મારે છે. સભામાંથી કોઇ આવે ને ચાખવું હોય તો ચાખે, ને પ્રયોગ કરે. ભરી સભામાંથી એક પઢિયારજી ઉઠયા, ને ઝેર ચાખ્યું. સાપના ઝેરના પઢિયાર પ્રયોગ કરતા!

વૈદકમાંથી ધન કમાવાનો એ ફકીરનો આશય લેશે ન હતો. એક અવસરે મિત્રોમાંથી મુંબઈમાં પઢિયાર ઔષધાલય સ્થાપવાની દરખાસ્ત આવી. એ જોગીડાએ ના પાડી કે મ્હને બધાં દર્દોની દવાઓ આવડતી નથી; મ્હારે નામે લોકોને છેતરવાનું ધતીંગ ન હોય.

ઔષધિઓમાં યે અજાયેબના અખ્તરાઓના ને તુરખાઓના પઢિયારજી રસિયા હતા

વનસ્પતીશાસ્ત્રના શોખને લીધે ભોજનની અવનવી વાનીઓ પઢિયારજી સરજતા. દૂધનું શાક કરી ખવરાવતા. ખીચડી મેં કયસી ખિલાઉં ? ખીચીડી ખિલાનેકા મેરી પાસ પૈસા નહીં હે; એમ એક બાવાની વાત કહેતા. પઢિયારને સ્વર્ગનાં ભોજનનો ગ્રન્થ લખવો હતો.

પઢિયારજી ભોજનની સાક્ષાત જીભઆનન્દાવતી જાણે કવિતાઓ રચતા.

ગોકુળઅષ્ટમીએ અનેક શાકપાકની પત્રાવળી કાછિયાઓ વેચે છે, એવુ બારપંદર શાકપાકનું સંમિશ્રણ અમારે ત્હાં કરી પઢિયારજીએ અમને જમાડ્યુ હતું. એ જ શાક, અને એ જ ભોજન. પઢિયારજી એને જગડખો કહેતા.

ભોજનની કવિતાઓ રચતા છતાં પોતે તો ત્યાગીવૈરાગી હતા. એમને પોતાને તો એ ખાવાં ન હતાં. જરા પણ મરચું પઢિયારને ચાલતું નહી.

## ૬, સાહિત્યસેવા

પઢિયારજી એટલે ' સ્વર્ગના ઈજારદાર.' માધવરાયજીના પઢિયાર–પ્રતિહાર હતા ને ?

પઢિયારને ઓળખે સહુ એમની સાહિત્યસેવાથી.

મુંબાઈમાં કાળકાદેવીને માર્ગે નરનારાયણના મન્દિરમાં જાદવજી મહારાજની મંડળી હતી. ત્રણ દાયકા સૂધી ત્હાં પઢિયારના ગ્રથોનું પાગંયણ થતું.

વિઠ્ઠલદાસભાઇ, મગનલાલભાઈ, રતિલાલભાઈ : એમ પાંચેક વાનપ્રસ્થ દિવાનોનુ ભાવનગરમાં દિવાનમંડળ મળતું. એક વેળા વિઠ્ઠલદાસભાઇને પઢિયાર, કાન્ત ને હુ મળવાને ગયા. વિઠ્ઠલદાસભાઈએ પઢિયારજીને કહ્યુ કે શાસ્ત્રીજી આવે છે, શાસ્ત્રશ્રવણ કરાવે છે. શાસ્ત્રીજી ન આવે તે દિવસે ત્હમારાં પુસ્તકોનુ અધ્યયન ચાલે છે.

નર્મદાતીરે વ્યાસક્ષેત્રમાં પઢિયારજીએ સ્વર્ગોના ૧૮ ગ્રંથો લખવાનો સંકલ્પ કીધો હતો. વ્યાસક્ષેત્રની લોકકથા

એવી છે કે ૧૮ પુરાણો રચવાનો સંકલ્પ વ્યાસજીએ તે તીર્થમાં કીધો હતો.

ઘણા સાક્ષરોનુ હોય છે તેમ પઢિયારજીનો સારામાં સારો તે ત્હેમનો પહેલો ગ્રન્થ, સંસારમા સ્વર્ગ.

પઢિયારની ગ્રંથભાષા તે લોકભાષા હતી; આપણી સાક્ષરી ભાષા ન હતી.

અક્ષરો અનોખી જ લિપિના લખતા. જાણે ગુજરાતી જ નહિ; જાણે પોપટનાં પગલાં. મ્હને-નિત્યપરિચિતને યે અડધાક ઉકલતા. પછી કોકની પાસે કાગળ લખાવતા ને પોતે સહી કરતા.

શૈલીમાં લેશે કલા ન હતી; એટલે ભાષાબન્ધારણમાં યે કલાસંગઠન ન હતું. પઢિયાર કુદરતનું બાળક હતા.

સંસ્કારિતા–સુઘડતા કંઇક ઓછી હતી. પઢિયારજીના જાણે વનવનિતાના ઉરઉભરા હતા. પુરવનિતાથી વધુ સાચ્ચા, ને નિર્મળા, ને અકૃત્રિમઃ પણ સંસ્કારવિહોણા. મહાભારતમાં છે તેમ પઢિયારજીના ગ્રંથોમાં યે પુનરુક્તિ દોષ છે. મ્હેં પણ આ મ્હારા ભાષણમાં પૂર્વે કહેલું કેટલુક ફરીથી કહ્યું છે.

બ્રહ્મસૂત્રોનું પ્રથમ સૂત્ર છે अथाऽतो ब्रह्मजिज्ञासा. પ્રઢિયારનો એ જીવનમન્ત્ર હતો. અણુતપાંતી એમની બ્રહ્મજિજ્ઞાસા હતી. પઢિયારની તોલનબુદ્ધિ, દિલની ઉદારતા, દૃષ્ટિની વિશાળતા, અન્તકાળ પર્યન્તનો પ્રગતિપ્રભાવ, નવાજૂનાનુ સુયોગ્ય સંમિશ્રણઃ એ પઢિયારના સાક્ષરી ગુણો

હતા. સ્ત્રીવર્ગ માટેનું સારામાં સારૂ વાંચન તે પઢિયારના ગ્રંથો. ત્રણચારેક ખાસ પુસ્તકો સ્ત્રીવર્ગને માટે જ રચ્યાં છે.

ચૌદ વર્ષ પઢિયારજી 'મુંબઇ સમાચાર'ના અખંડ અભ્યાસી હતા. લક્ષ્મીદાસ શેઠને સમાચાર વાચી સંભળાવવું એ પઢિયારનો નિત્યધર્મ હતો. એ એમનો સ્વાધ્યાયકાળ.

પઢિયારગ્રંથમાળા મુખ્યત્વે બે પ્રકારની છે; ધર્મભક્તિની, લોકકલ્યાણની. 'પ્રેમ, પ્રેમ ને પ્રેમ' નામના ગ્રંથના બે ભાગોમાં માનવહૃદયની એ પૃથ્વીપુરાતન ભાવનાનું પ્રતાપી નવદર્શન છે. જોગી, જતી, પ્રેમી, કવિઓ, સાહિત્યકારો પ્રેમનો કોયડો ઉકેલવાને મથી મૂવા, પણ હજી તો એ ઘૂંચ હતી રહેવી જગતઘૂંચ છે.

આ સદીના પહેલા દશકમાં કાઠિયાવાડમાં બે અતિ લોકપ્રિય પુસ્તકો હતાં; કલાપીનો કેકારવ ને કેશવકૃતિ. પછી એવી ત્રીજી હતી પઢિયારગ્રન્થમાળા. છેલ્લાં ૪૦ વર્ષમાંનાં એવાં પ્રજાએ વધાવેલાં બીજાં પુસ્તકો વિરલા.

પઢિયારની એકદેશી રસિકતા ન હતી. કેટલાકને જૂનું ગમે છે, નવું નથી ગમતું; બીજા કેટલાકને નવું ગમે છે, જૂનું નથી ગમતું. પઢિયાર હતા જૂનાનવા બન્નેના ભોગી. એને ભજનો ગમતાં ને મ્હારા રાસે ગમતા. નવી કવિતાનો એ રસિયો હતો.

મોગરાની વેલનું મ્હારૂ ગીત છે. અમારી દસ વરષોની ગુર્જરયાત્રામાં નર્મદાતીરે ગંગનાથમાં એ ગીત લખાયું. વળતી સ્હવારે આગગાડીમાં એ પઢિયારને આપ્યું. પઢિયારે વાંચ્યું, ન સ્હમજાયું. મ્હને પૂછ્યું, મ્હેં ન સ્હમજાવ્યું.

પછી બેએક વર્ષે મ્હને એકદા મળ્યા ત્યહારે કહ્યું કવિ ! પેલું ગીત હું સ્હમજ્યો હો. અજબ છે. ધીમાંમાવો ભરી ધારી કરી છે.

દલપતરામ, ઋષિરાજ, હરિદાસ મહારાજ માત્ર ગુજરાતી ભાષાનાં જ ધાવણ ધાવી ઉછરેલા આપણા નવયુગના સાક્ષરવર્ગમાંના પઢિયારજી હતા.

પશ્ચિમનો પાશ ખરો, નહિ એમ નહિ; પણ સદસદ્ વિવેકબુદ્ધિથી પરીક્ષેલો એ પાશ હતો. પઢિયાર લોકસાક્ષર હતા. પઢિયાર કહેતા કે હું તો લોકકાજે લખું છું, સાક્ષરો કાજે નથી લખતો.

પઢિયારને At his best જોવા હોય તો એમનો 'ચક્ષુમ કવિ'નો ફકરો વાંચી વિચારી જોશો. લોકકલ્યાણ, લાગણીના સતત પ્રવાહ, મહાનુભાવિતા, અમુક mysticism: એ ગુણતેજોથી, સાહિત્યને શિખરે ઉભા હોય ત્યારે, પઢિયારજી ઝગારા મારે છે.

## ૭, આત્મબળ, જીવન ને મનુષ્યત્વ

પઢિયારનાં પુસ્તકો કરતાં પઢિયાર બહુ મ્હોટા હતા. કેટલીક વેળા એવું બને છે કે હોય તેથી છત વધારે દેખાય છે. સામાન્યતઃ હવાડા કરતાં કૂવામાં વધારે હોય. પણ કય્હારેક ફૂવારા ઉડે, તેથી ટાંકીના ભંડાર મ્હોટા ને ઉંચા ભાસે.

પઢિયારનાં પુસ્તકો કરતાં પઢિયારનો જીવનગ્રન્થ વધુ વિશાળ, વધુ સહાસિક, વધુ ઉદાર, વધુ ગહન ને ભેદમયી હતો.

આજે ૪ થી જુલાઈ છે, અમેરિકાની મહાપ્રજાના મહોત્સવની પર્વણી છે. ઍમરસન યાદ આવે છે; To be man one must be a non-conformist.

કેવી આત્મવિભૂતિઓની ફૂવારાધારાઓ પઢિયારજીની આત્મકુંજે ઉડતી ?

પ્રથમ તો પઢિયારજીનો બ્રાહ્મણજીવનનો જન્મયોગ હતો.

પિતાએ લગ્ન લીધાં, ત્હારે નાશીને કાશી ગયા. કાશીમાં બ્રાહ્મણને ત્હાં રહેતા. ચેલાને બ્રાહ્મણ કહેતો કે ગુરૂજી ! ભાંગ લસોટ દીજીયે. પઢિયારજીએ કાશીમાં બ્રાહ્મણજીવનની ભાંગ પીધી. ત્રણેક માસમાં પિતાનું મૃત્યુ થયું. પઢિયારજી પાછા ઘેર આવ્યા. Thus he was a social rebel. પણ અવિચારી બંડખોર ન હતા. હજી અધિકાં અન્યાયી દબાણ સંસાર કરશે તો Social rebels ની જમાત વધી છે ને વધશે.

પઢિયારજીનો બીજો ગુણ હતો સહુ જોગીઓમાં હોય છે તે, બહાદુરી. પઢિયારજી અન્ત્યજોદ્ધારે જતા. પછી મંડળીમાં પ્રશ્ન ઉઠયો. જાદવજી મહારાજ સાથે ચર્ચા થઇ. પઢિયારજી અડગ રહ્યા હતા. જાદવજી મહારાજ નિત્યશઃ કહેતા કે કવિ પઢિયાર સારા છે, પણ જગન્નાથપુરિયા છે. ત્હો ય ઉદાર દિલ જાદવજી મહારાજે કદિ અમને તરછોડયા નથી, અપમાન્યા નથી, અળગા કીધા નથી. એમના ઘરમાં ને હૈયામાં સદા અમારો સમાસ હતો.

પઢિયારજી સાહસિક હતા. સર્પનું ઝેર ખાવાના પ્રયોગ કરતા. વરસાદની ઝડીઓ પડે ત્હારે ચોરવાડની નદીને જોબનપૂર સ્હડતું; બ્હારાનો રેતીઢગનો દાંડો તોડી નદી સાગરમાં સમાતી. પઢિયારજી એ કુદરતખેલ જોવાને જતા. દાંડો તૂટે ત્હારે દાંડાના વેળુઢગને શિખરે ઉભા હોય.

મતભેદોમાં પઢિયાર પરમ સુજનતા સાચવતા. અખંડાનન્દ ને મોહનદાસ બાવા બન્ને નિરનિરાળી પ્રકૃતિના, પણ પઢિયારના પરમ મિત્રો. સસ્તા સાહિત્યની સંસ્થા સ્થાપવામાં પઢિયારજી હતા. મતભેદ પડતાં સ્વામીજીને સંસ્થા સોંપી નિવૃત્ત થયા. મ્હારો એક પ્રસંગ કહું; બોધપ્રદ છે. પ્રો. ગજ્જરના બંગલામાં અમે ત્રણ બેઠા હતા; પઢિયારજી, પ્રો. ગજ્જર, અને હું. ફિલસુફીનો વાર્તાલાપ ચાલતો હતો. પ્રો. ગજ્જર કહે Matter માત્ર જ છે; પઢિયાર કહે Spirit માત્ર જ છે; મ્હેં કહ્યું બન્ને સાચા છો, બન્ને યે છે. પછી શું થયું ? એ બે જડવાદી ને ચેતનવાદી Monists એક થઇ ગયા, ને ઉચ્ચર્યા કે Matter કહો કે Spirit કહો, પણ મૂળતત્ત્વ તો એક જ ને ? હું બન્નેયની હા ભણનારો તે બન્નેનો વિરોધી ઠર્યો !

બે પક્ષો વચ્ચે મધ્યસ્થની સદા એ જ દશા થાય.

નિઃસંગી, નિર્માની, વિનિત, ભગતરાજ—નરસિંહ મહેતાની વૈષ્ણવની વ્યાખ્યામાંના વૈષ્ણવવર પઢિયારજી હતા. परोपकाराय सतां विभूतयः–એમ એની સહુ વિભૂતિઓનો વ્યય થતો.

પઢિયાર એટલે પ્રતિહાર, માધવરાયજીના પ્રતિહાર. માધવરાયજી ગાંડીવધન્વાને ગીતાજીમાં કહેતા કે 'આત્મવાન્ થા.'

પઢિયાર આત્મવાન્ હતા. પઢિયાર એટલે ૨૦ મી સદીના પ્રભાતનો આપણો સુદામો.

## ૮, અજ્ઞેયની ભૂમિકાના સીમાન્તોમાંનો પ્રવાસી

સ્થૂલ ને પાર્થિવની ભૂમિ પૂરી થાય છે ત્ય્હાં બીજી અગમ્ય ને અગોચર ભૂમિકા છે, જ્ય્હાં Science હજી

નથી પહોચ્યું, Spiritualism–યોગવિદ્યા ) એના અખતરા કરે છે. સુસિદ્ધ જ્ઞાન નહિ, પણ મનુષ્યજાતિના દૃષ્ટિપાત ત્ય્હાં થયા છે.

(ક) પઢિયારજી પ્રાણવિનિમય જાણતા. મણિલાલ નભૂભાઇ પછી પઢિયાર આપણા પ્રાણવિનિમયવેત્તા. ઉત્તરના એક બાવા પાસેથી શીખ્યા હતા. વલસાડના એક મંછારામ કરીને હતા; તે વધારે practical પ્રાણવિનિમયવેત્તા હતા. પઢિયાર કહેતા કે ખાલી રકાબી ઉપર રૂમાલ ઢાંકી પસ્તાં બદામ મંગાવી અમને ખવરાવતા. પઢિયાર મણિભાઇથી આગળ વધેલા હતા; બાર કલાકનો હિસ્ટીરિયા પ્રાણવિનિમયના બળે એક કલાકમાં વાળતા. મંછારામનો એક પ્રસંગ ને પઢિયારના બે પ્રસંગો મ્હેં સ્વચક્ષુશઃ દીઠેલા છે. સ્કૉટ કોલેજમાં ત્રાટક કરાવી મંછારામે આંખનાં પાણીનાં અત્તર કીધાં હતાં.

પઢિયાર કહેતા કે બંધૂકના બહારે અન્તરિક્ષેથી સભાજનોના ગળામાં હાર પડે એવો જાદુગર એક હતો. પઢિયારના દીઠેલા બે પ્રસંગો હતા. ૧, ભીડાયેલા દાંતની જડ ઉઘાડવી; ને ૨, કાન્તને અરધો કલાક માગી નિદ્રા લાવી આપવી.

(ખ) પઢિયારજી મસ્તકવિદ્યાના મહાવિદ્વાન હતા. સિલોનનો એક દાક્તર લક્ષ્મીદાસ શેઠને ત્ય્હાં દરદીને જોવાને આવ્યો હતો. પઢિયારમુખે નિજ પૂર્વકથા સાંભળી તે તો ચકિત થઇ ગયો હતો. અમે બધા પઢિયાર જોશી પાસે માથું જોવરાવતાઃ હસતા હસતા, જૂના જોશીની પેઠે, વિવેકથી, પઢિયારજી અમારાં સ્વભાવલક્ષણો કહેતા.

(ગ) પઢિયારજીને સાગરના સન્દેશા બહુ ગમતા, ને કલાકો સૂધી સાગરકાઠે બેસીને સાગરલહરોના સન્દેશા સુણતાઃ મુંબાઇમા તેમ જ ચોરવાડમા. ચનીંરોડની પાછળ બાગને કાંઠે, ને ચોરવાડમા ઠર્યું દેહરીના દ્વીપકલ્પતીરે દહેરીની છાયામાં. સાગર એમને કંઇ કંઇ કહેતો. સાગરના શબ્દ સાંભળી પઢિયારજી સ્વયં સાગવિશાળ થતા.

(ઘ) પઢિયારજી પરમ કૃષ્ણભક્ત હતા, ને બંસીમાં શ્રી કૃષ્ણે શું ગાયું તે શોધવાને સદા મથતા.

(ચ) ચનીંરોડના બાગમા બેસી સાગર અને સાગરપાર વાલકેશ્વરની ભેખડ શું ત્રાટક માંડવાની પઢિયારજીને ટેવ હતી. એકદા એમ બેઠા હતા ત્યહાં વાલકેશ્વરની કરાડ ડોલવા માંડી; અને નાટકનો પડદો ઉપડે એમ હમણાં એ વિશ્વપડદો ઉપડશે ને પાછળનાં દર્શન થશે એમ પઢિયારજીને ભાસ્યું. પણ થયું કે એ દર્શને પોતે પાગલ થઇ જશે. ગિરિકરાડ તો જાણે પઢિયારઆજ્ઞાની વાટ જોતી હતી કે બોલે ને ઉપડે. એ અન્તરાજ્ઞા ન થઇ ને ભેખડનો પડદો ન ઉપડયો. ઉપડયો હોત તો પછી ગુજરાતને યે અજબનાં દર્શન થાત.

આમ અગમ્યના સીમાન્તોમાં એ બાવો રમતો ને ભમતો. આપણા કેટકેટલાક ગુજરાતીઓને એ અગમ્યનાં ઉંડણ આવડે છે?

પઢિયાર જતે પડેલી ખોટનો પૂરો હિસાબ ગુજરાતે કે ગુજરાતીઓએ હજી તારવ્યો નથી.

ઈંગ્લાંડના રાજકવિ ટેનીસન પોતાનું જ નામોચ્ચરણ કરતાં કરતાં કોઇક વેળા આત્માના ઊંડાણમાં ઉતરી પડતા.

ગીતાજીમાં ભગવાને તો ભાખ્યું જ છે કે यज्ञानां जपयज्ञोस्मि.

આપણા ગુજરાતના પઢિયારજી એક મહાન Mystic હતા.

## ૯, સમયદર્શન; ખંડેરો

કેટલાંક ગામડાંઓમાં ફર્યા છો ? ગામડાંઓની કથની લેડી લક્ષ્મીબાઈને પૂછો. ગામડાંનાં દર્શન તો મ્હને ગોલ્ડ સ્મિથનું Deserted Village સ્મરાવે છે.

શહેરોમાં ખંડેરો નથી? ઘરોનાં ઓછાં હશે. પણ Hycatombs of hearts ગામડાં કરતાં શહેરોમાં કદાચ અધિકાં હશે.

આજનું યુગદર્શન ખંડેરોનું છે. આજ સૂધી ભાગ્યાં કીધું; હવે પુનઃરચના આરંભાય તો સારૂં. ઉષાદર્શન ઝંખાય છે; આવતી કાલની ઉષા કેવીક ઉગશે ? હું આશાવાદી છું; માનું છું કે આવતી કાલ આશાભરી ઉગશે.

નવી સફરોમાં પ્રજાને શ્રદ્ધા ઓછી છે; જૂની સફરોનાં અનુભવ પ્રજાને પ્રોત્સાહક નથી.

સફરે સફરે એક જહાજ ભાગીને પંદર વીશ સફરો કરી આવેલો નાખૂદો એ ભાગેલાં જહાજોને અને એ સફરોનાં સ્વપ્નાંઓને નિહાળે એવું કંઇક દર્શન મ્હને થાય છે.

ખૂણા ખૂણામાંથી ભણકાર વાગે છે, ખંડેર ખંડેરમાંથી ભૂતાવળના પડછાયા પેખાય છે.

ક્ય્હાં છે એ પૂર્વપરિચિત મુખમંડળ ? શરીર વેલી જેવું હતું, પણ શબ્દ સાગર શો ઘેરો ગાજતો. ઓંકારનો શંખનાદ ગજવતો એ ઘરમાં આવતો; દ્રષ્ટિ સાધુની હતી; ટોળા ગીરના સાવજના સમા ઘૂમતા. રસફળથી લચેલો જાણે રસાળ;

પણ પર્વત સમો અડગ અળગો ને ઉંચો એ હતો. હસે, તે જાણે હૈયાની ઉર્મિઓ ઉછળી બહાર ઢળી પડતી હોય ને!

એને પારખવાને પરંપરાગત કસોટીનિયમો ન્હાના, ને નક્કામા; એને માપવાને દુન્યવી માપો અધૂરાં છે. મૂરખને માથે શીંગડાં નથી હોતાં, તેમ ડાહ્યાઓને માથે કલગી નથી હોતી, કે મોર જેવા સહુ પેખે—પિછાને.

એ જોગીડાની ઉગ્ર વૈરાગ્યભાવનાનો એક પ્રસંગ કહું. પઢિયારજી, કાન્ત, ને હું બેઠા હતા. ગોપનાથના બ્રહ્મચારીજીની જગા ત્હારે ખાલી હતી. પઢિયાર નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. કાન્તે કહ્યું ને મ્હેં અનુમોદન આપ્યું કે પઢિયારજી! ભાવસિંહજી મહારાજને અમે કહિયે, ત્હમે જો સ્વીકારો તો, વીશેક હજારની જાગીર છે, ઘણું લોકકલ્યાણ કરી શકાશે. ઉગ્રવૈરાગી જોગીડો મેઘનાદે ગાજી ઉઠયોઃ ક્યા? સોનેકે પીંજરમેં હમકો પૂરને મંગતે હો? નહીં, કદ્દી નહીં. હમ સ્વતન્ત્ર હૈ.

એ મોતીનું પાણી અમે યે ખરૂં ત્હારે પારખ્યું.

સરવાળો કરોઃ—

વિચારો કે શું શું આપણે ખોયું છે? કોઇ શેઠિયાનો ધનભંડાર ત્હેના એંકના ખાતાથી જ માત્ર ન માનશો.

પઢિયારને ત્હેમનાં પુસ્તકોથી જ માત્ર ન માપશો, જીવનથી મૂલવજો. ત્હેમની આત્મલક્ષ્મી માત્ર ફૂલ કે ફળમાં ન્હોતી, સારા યે જીવનવૃક્ષમાં પ્રફુલ્લેલી હતી. તજમાં હતી, જાવન્ત્રીમાં હતી, એલચીમાં હતી, લવીંગમાં હતી, જાયફળમાં હતી. સહુમાં એ આત્મલક્ષ્મી મધમધતી.

પઢિયારજીનો સકળ આત્મભંડાર નિરખજો; ને એ નિરખીને પઢિયારને મૂલવજો.

## ૧૦, ઉપસંહાર

પઢિયાર વારંવાર કહેતા કે ત્રણને દર્શને ત્હેમને અદ્‌ભુતનાં દર્શન થાય છે; ગિરનાર, સિંહ, ને સાગર. પણ અદ્‌ભુતનાં કે ભવ્યનાં દર્શન ધાર્યાં જેટલાં દુર્લભ નથી.

વનમાંથી–રણમાંથી યે ભવ્યતાનાં દર્શન થાય છે. કરતાં આવડે તો પૃથ્વીદર્શને અદ્‌ભુત છે.

નિરન્તરનું ને સર્વસુલભ ભવ્યતાનું એક દર્શન છે; સર્વત્ર ને સર્વતોમુખ છે. પૃથ્વીખોળે કે અગાસીમાં ઉર્ધ્વમુખે સત્તાપાટ સૂઇ જાવ. પૃથ્વી ન પેખાય, પૃથ્વીની હવેલીઓ ન પેખાય; અનન્ત ને અગાધ આસમાનના મહાજળના સાગર ભીતર નિરખી રહો. ઊંડા ઊંડા ભેદોથી ભરેલી સર્વાશ્ચર્યમયી એ મહાગુફામાંના નિરવધિ અવકાશના પગથારોને નિહાળી રહો.

અદ્‌ભુતોનો જ એ દેશ છે.

જોગી જેવા પઢિયાર પોતે યે અદ્‌ભુત ને અવધૂત હતા.

ચોરવાડનો આત્મા, સૌરાષ્ટ્રનો સાધુ, ગુજરાતનો વિશાલ દ્રષ્ટિ અગમ્યવાદી; સન્ત જનોનો સત્સંગી, દુર્બલનો વિસામો; શોધક, વિચારક, પ્રવર્તક, પ્રેરક; શંખનાદ વગાડી જનતાને જગાડનાર; કૃષ્ણબંસીના કલ્લોલ સુણનાર, સાગરલહેરોના સન્દેશ ઝીલનાર, વાયુ સાથે વાતો કરનારઃ ગુજરાત એના વિના આજે સૂનું–સૂનું છે.

To focus him, to summarise him, to crystalize him Preeminently he was mystic—અગમ્યવાદી, A roamer in the Border Land of the Great Unknown અગોચર ને અજ્ઞેયની ભેદભૂમિકાના સીમાન્તોનોએ મહાપ્રવાસી હતો.

ઇન્દ્રિયાતીતનો એ યોગીજન હતો.

ગયો આપણો એ અદ્વિતીય ગુજરાતી, ને વર્ષભરની તડકીછાયડીઓ વીતી યે ગઈ

હું સર્વજ્ઞ નથી, પણ આજે મ્હારી જાણમાં તો નથી બીજો ગુજરાતની કુંજોમા એવો કો.



# કાન્ત, ચશ્મે શાહી

## કાન્તજયન્તી

## ૧૬—૧૭ જૂન ૧૯૨૯, ભાવનગર



આજ મહારાજ ! જળ પર ઉદય જોઇને
ચન્દ્રનો હ્રદયમાં હર્ષ જામે;
સ્નેહઘન, કુસુમવન, વિમળ પરિમળ ગહન,
નિજ ગગનમાહિ ઉત્કર્ષ પામે,
પિતા ! કાળના સર્વ સન્તાપ શામે !
નવલ રસ ધવળ તવ નેત્ર સ્હામે,
પિતા ! કાળના સર્વ સન્તાપ શામે !

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માહિ સરતી;
કામિનીકોકિલા કેલિકૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

**ભાવાણાનાં સાહિત્યરસિકો !**

**સાગર અને શશીનું** એ મણીભાઈનુ ગીત. એ શંકરાભરણુ એટલે કલાધીશ મણિભાઇ. ગુર્જર કાવ્યસાહિત્યના સાગરમાથે એ ચન્દ્ર હતા. સોળે કળાના પૂર્ણિમાના

ચન્દ્ર નહિ; શંકરને લલાટપ્રાન્તે વિરાજેલ છે એવા બીજના ચન્દ્રમાઃ કાન્ત ને ચન્દનીઝરતા. ભાવનો ભર્યોભર્યો, પ્રલંબ સુરાવટનો, મંજુલ મંજુલ પદલાલિત્ય ગુંજારતો, વિશાલ-દ્રષ્ટા 'પણ ચૌદ જ ચરણનો એ શંકરાભરણ એટલે મણિભાઈની સાક્ષાત્ કાવ્યમૂર્તિ ને કલામૂર્તિ. એ હતો સૌન્દર્યકલાનો નવચન્દ્રમા.

✓ સોનાદોરે પરોવીને હૈયે ધરવાની શિવમૂર્તિ સમા ગુર્જર કાવ્યસાહિત્યે મણિભાઇ હતા. ગુજરાતી સાહિત્યનું કાન્ત બાદશાહી ઝરણું હતા.

ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ભવભૂતિ કહે છે કે ગુણી-જનમાં ગુણ એ જ પૂજાસ્થાન છે; જાતિ યે નહિ, કે વયે નહિ. ભવભૂતિએ વ્યાપ્તિ પણ સાચી બાંધી છે કે એવું ગુણીજનમાં હોય, નગુરાંમાં ન હોય. ત્હમે ગુણીજન છો, ને ગુણપૂજાને કાજ આજ ટોળે મળ્યાં છો. મણિભાઈ મૂળે ભાવનગરના વતની ન હતા; લાઠીબાબરાની વચ્ચેનું ચાવંડ એમનું પિતૃધામ. ભાવનગરના તો એ Adopted–ખોળે લીધેલા પુત્ર. એક સૈકો ઉતરી બીજે બેસતો હતો ત્હારે ૧૮૯૮ માં ભાવનગરે આવ્યા, ને ૧૯૨૩ સૂધી–પા સદીભર ભાવનગરમાં રહ્યા. અહીં નોકરી કીધી, ઘર લીધું, વસ્યા. કુટુંબક્યારી પણ અહીંજ મ્હોરી ને કરમાઇ. ભાવનગરના એ દત્તક પુત્રના ગુણપરિમલ સંભારી સંભારીને કાન્તજયન્તી ઉજવવા ભાવનગરની પ્રજા આજ ટોળે મળી છે. ભવભૂતિ કહે છે કે એવું ગુણીજનોમાં થાય; ત્હમારા ગોહેલ રાજ-કુટુંબની પેઠે તમે પણ કવિતારસના ગુણીજન છો.

ગગા ઓઝા પછી ભાવનગરઓળે આમવર્ગે જયન્તી ઉજવવા યોગ્ય કો પુરૂષપ્રવર પાકયો હોય તો તે મણિશંકર રત્નજી ભટ્ટ.

વીંછિયાં પાસેના હિંગોળગઢથી મંડાઇ, જસદણના આલણસાગરની ઉત્તરે થઈ વહતી, સૌરાષ્ટ્રના દેહના દેહદંડ સરિખડી, સરધારી ધાર છે એની ઉત્તરે પડેલાં પાણી આજી ડેમી મચ્છુમાં થઈ ઉત્તરે વહે છે, કચ્છના આખાતને મળે છે. એની દક્ષિણે પડેલાં પાણી ભાદરવાટે દક્ષિણે વહી અરબી સમુદ્રને મળે છે. સરધારી ધાર એટલે કાઠિયાવાડનો Water shed. મણિભાઇના જીવનદેશના અભ્યાસીએ ભૂલવાનું નથી તે એ કે ખ્રીસ્તશાસનનો સ્વીકાર તે મણિભાઇના જીવનપ્રાન્તનો Water shed છે, મણિભાઇના જીવનપરીઘનો વ્યાસદંડ છે. ખ્રીસ્તશાસનસ્વીકારની પૂર્વેનાં કાવ્યો તે પૂર્વાલાપ, એની પૂર્વેનું જીવન તે પૂર્વજીવન. ખ્રીસ્તશાસનસ્વીકાર પછીનો કાવ્યસંગ્રહ તે ઉત્તરાલાપ થવાનો હતો, એની પછીનું જીવન તે ઉત્તરજીવન. મણિભાઇની જીવનભૂગોળના એ પૂર્વગોળાર્ધ ને પશ્ચિમગોળાર્ધ.

મણિભાઇના પૂર્વજીવનના રંગ સંસારમાણુતા કલાધીશના હતા. મણિભાઇના ઉત્તરજીવનના રંગ સંસારચિતામાં સળગતા સતિયાના હતા.

નવગુજરાતનો સમર્થ કલાધીશ સંસારચિતામાં શી વિધે સળગી ગયો એ કથા કંઇક આજે કહીશ.

સામાન્ય જનતા જમાનાને વશ વર્તે છેઃ કેટલાક સતિયા જમાનાના દવમાં બળી મરે છે; થોડા જ વીરનર

જમાનાની સ્હામે ઝૂઝે છે; કોક અર્જુન જમાનાને જીતે છે. મણિભાઇ જમાનાના દવમાં સળગી જતા સતિયા હતા. 'વિધાતાનો મહારથ ફૂલડાંઓને છુંદતો—કચરતો વહ્યો જાય છે' એવું કરૂણ દૃશ્ય મણિભાઈના ઉત્તરજીવનનુ નિત્યદ્રશ્ય હતું. જમાનાના ગ્યચક્રોમા માર્દવગ્રહેકન્તો કલાધીશ કચરાઈ ગયો. એ જમાનાને યે જરા ઓળખિયે.

ગોવર્ધનરામભાઈ જેને સંક્રાન્તિકાળ (Transitional Period) કહે છે એ કાળમાં મણિભાઈનું ભાવનગરે આવવાનું થયુ. ૧૮૮૩ માં ગોવર્ધનભાઇ નિહાળીને ગયા તે જૂનું ભાવનગર. પંદરેક વર્ષ પછી મણિભાઇ આવ્યા ને પચ્ચીસ વર્ષ રહ્યા; પણ એમણે કે આપણે નવું ભાવનગર હજી દીઠું નથી. Realism ને કલ્પનારંગોથી રંગી Idealism જેવી ચીતરવાની ગોવર્ધનભાઈની કલા મણિભાઇનામાં હોત તો ગુજરાતને બીજો સરસ્વતીચંદ્ર સાંપડયો હોત.

નવું ભાવનગર કેવુંક રચાશે એ તો ભવિષ્ય ભાખે કે મહારાજ કૃષ્ણકુમારસિંહજી ભાખે. ત્હારે ગગાપરસીવલે રચેલું ભાવનગર કેવું હતું એ નિરખનાર કેટલાક તો આ સભામાં આજ બિરાજેલા હશે જ. વચગાળાની વર્ષાવલિમાં કેવાક સ્થિત્યન્તર થયા એનું વિંહગાવલોકન એટલે મણિભાઈના યુગનું યુગદર્શન. જરાક એ જોઈએ.

સજ્જનો ! છેલ્લાં ચાળીશ—પીસ્તાળીશ વર્ષમાંનો ભાવનગરનો યુગપલટો આપે તો વિચાર્યો હશે જ.

ભાવનગર સાથેનો દલપતરામનો સંબંધ એંશીક વર્ષ જૂનો છેઃ બેતાલીશેક વર્ષથી તો હું અહીં આવુંજાઉં છું.

પહેલવ્હેલ્લો હું અહીં આવ્યો'તો ૧૮૮૭ માં. દલપતરામને ત્ય્હારે તખ્તસિંહજી મહારાજે પૂછ્યુ કે ભાવનગર કેવુંક લાગ્યું ? દલપતરામે તાત્કાલિક કવિતા કહી.

સૂર ઉદેનૂર જૈસે, શૂરાતનુ શૂર જૈસે,
ગંગજ્યૂકે પૂર જૈસે, બઢત બઢત હૈ.
ધ્યાનીઉર ધ્યાન જૈસે, જ્ઞાનીઉર જ્ઞાન જૈસે,
માનીઉર માન જૈસે, ચઢત ચઢત હૈ. વિ. વિ.

એ કવિતાનાં આઠ ચરણ સાંભળીને પ્રસન્નમુદ્રાળા એ ઉદારદિલ મહારાજે ૫૦૦ રૂપીઆ કવિને બક્ષ્યા, ત્રણેક માસ રોકી મહેમાની કીધી, તખ્તવિલાસ રચાવ્યો. એ ૧૮૮૭ ની સાલનું ભાવનગર. પછી '૮૮માં સાવરકુંડલા,' ૯૨માં ઉમરાળા,'૯૬માં ગઢડા,'૯૮માં શિહોર તળાજા મહુવા જોયાં. સજ્જનો ! આપ સહુ મ્હારા કરતાં ગોહીલવાડને વધારે પિછાનો છો. એ ખરૂં છે કે રેલ્વેવિસ્તાર વધ્યો છે, બેંક સ્થપાઇ છે, બંદર હજી તો જતું ખચ્યું છે, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન જાગ્યું છે, મહિલાપાઠશાળા સ્થપાઇ છે. પણ પૂછું ? કહેશો ? કુંડલાના પારેખો, શિહોરના મહેતાઓ, ઉમરાળાના તરવાડીઓની ત્ય્હારે શી સ્થિતિ હતી ને આજે શી દશા છે ? લાખણકે દાનસિંહજી કે શિહોરમાં રામસિંહજી કોઇ રહ્યા છે ? વરલમાં હરિસિંહજી હતા; ભાવનગરના એ ભાયાત કને પ્રવીણસાગરની ખૂટતી બાર લહેરો પૂરે એવા ગોવિન્દ ગીલાભાઈ કવિ હતા. આજે વરલની શી વાતો છે ? વકીલો ત્ય્હારે અમલદાર જેવા રૂઆબવન્તા હતા. કુંડલાના જગજીવનદાસ નેશ્યામજીભાઇ ઝૂલો નાખેલા હાથીબચ્ચા જેવા દીસતા.

ઉમરાળાના વકીલ હરજીવનદાસભાઈએ ભાવનગરનો ઇતિહાસ લખ્યો છે. ઉમરાળાની ફૂલવાડીનુ આજે નામનિશાને નથી. કુંડલાની ફૂલવાડી ૧૯૮૮ માં દીઠી હતી એવી ૧૯૧૯ મા ન્હોતી. તળ ભાવનગરમા ત્હારે ત્રણચાર તો વાનપ્રસ્થ દિવાનો વસતા' ભાવનગરના, જામનગરના, ધ્રાંગધ્રાના. મંચેરજી ભાવનગરી, હરિસિંહજી લોડ, મસ્તરામજી ત્હારે મોતીબાગે મહાલતા પાતાભાઇ ને દલપતરામ, પિંગળસિંહજી ને નથુરામ કવિતાઓ ગાતા. આ શહેરમાંના લાયબ્રેરી ને મ્યૂઝિયમ હતા ત્હેવાં યે આજ છે ? કે ધૂળ ચ્હડી છે ? હરિપ્રસાદ દેસાઇની કે વેણીભાઇ લાખીયાની હવેલીઓ કેટકેટલીક આજ એમને ઘરે છે ? દિનશાહજીનાં જીનપ્રેસોની શી સ્થિતિ છે ? ભાવનગરની મીલ તો અમદાવાદના એક શેઠિયાને ત્હાં છે. ભમોદરાના ખૂમાણોની પછેડીઓ ત્હારે ઉજળી હતી, ને તરવારોને કાટ ન્હોતો ચ્હડયો. લીલિયાના પટેલ શરાફ જેવા હતા; ને રામસિંહજીભાઈને દરબાર શિહોરે પરોડિયે મહી વ્હલોવાતાં, એનાં ઘમ્મરવ્હલોણાંની રમઝટ ત્હાં દરબારી મેડીએ સાંભળી છે. દિવાનશેરી આખે ચ્હડી હતી; એમાંથી કેટકેટલાં મકાનો વેચાઇ ગયાં ? સુંદરાભાસ શણગરાઈને હતો તેથી સુંદર થયો છે ? વિક્ટોરિયા પાર્કનાં વેરાન વધુ હરિયાળાં બન્યાં છે ? છેલ્લી અધી' સદીમાં બોર તળાવ સમાં નવાં સરોવરો કેટલાંક બન્ધાયાં ? કરદેજનાં કમળેજનાં વરલનાં આંબાવાડિયાં ને મહુવાની વાડીઓ ને રાન જેવા વાડીઓ ને આંબાવાડિયાં કેટકેટલાંક રોપાયાં ને ખીલ્યાં ! સાંઢીડા મહાદેવની વાડીમાં બે માથો-

ઠાંનો ગુલાબછોડ હતો, ગેડીથી નમાવી ગુલાબ ચૂંટયું હતું. ઉમરાળાની પાડોશમાં રાયળીના રહામા તીરના કાળુસારના કાંઠાના આંબા ને સર્ણોસરા કનેનું ઝુંડ છે કે કરમાયાં છે ? ચોગઠ ને થાપનાથ કનેની, શિહોરના ડુંગરાઓમાંની લીલોતરી ને બાવળકાંટ ઉભી છે કે કપાઇ ગઇ ? ચોગઠના ચોકમાં રામભાઇ ગઢવી રહેતા હતા. દરંગદાસની વાતો કહેતા, દૂહા લલકારતા, છપય ઝણકારતા. વલ્લભીનાં એ ખંડેરોમા ધૂંધલીમલ્લના ડુંગરની છાયામાં છે કે નથી આજ એવા કોઇક ચારણવીર ? મ્હારી આંખો વૃદ્ધ થઇ હશે, અર્ધી સદીના જગત જોઈ જોઈ થાકી હશે, આંખપ રહડયે આંખું ભાળતી હશે. ત્હમારા નવજુવાનો–ભાઈ બળવન્તરાય મહેતા કે ભાઇ મણિશંકર ત્રિવેદીને પૂછું છું તો મ્હારાથી ચે ચોગણું આંખું એ તો ભાળે છે ને ભાખે છે.

અને મહુવા ! પિસ્તાળીશેક વર્ષો ઉપર મહુવાનો તો કાંઇક અદ્‌ભુત દાયકો પાકયો' તો. મસ્ત કવિ, વીરચન્દ રાઘવજી, નથુ મંછાચન્દ, વલ્લભ પોપટ શેઠ,જટિલ, મસ્ત કવિના મિત્ર ફૂલચંદ, એક ખોજા હતા, એક શેઠ હતા. અને બે મહાસમર્થ જૈનાચાર્યો વિજયધર્મસૂરી ને વિજયનેમી સૂરીઃ મહુવાની માનવવાડીઓએથી એ સાખો ત્હારે ઉતરી હતી. મસ્ત કવિએ એક વેળા નાભિઉંડો નિશ્વાસ નાંખી કહ્યુ' તું: 'બાળો, એક અમારો ભાઇબન્ધ હતો–મૂળચન્દ. ગયો તે ગયો; પાછો સંભળાણો જ નહિ.' એ મૂળચન્દ તે આચાર્ય શ્રી વિજયધર્મ સૂરી. અને આજે યે એ સૂર્યમંડળીનો છેલ્લો ગ્રહ નિરખવો હોય તો મહુવે જાવ. ભાવનગરે

પીંગળસિંહજીભાઇ છે, જૂનવટના જોગી ને ઇતિહાસની પ્રતિમા; એવા જ એ જૂનવટના જોગી, કાંચનકામિનીના ત્યાગી, મહુવાની અર્ધી સદી પૂર્વેના ઈતિહાસના અવશેષના જાવ ને દર્શન કરો એ મહુવાની વાડીઓમા આચાર્ય શ્રી વિજયનેમી સૂરીનાં. અર્ધી અર્ધી સદીનો ભેખ ભોગવી આજે એમનું પહેલવું ચોમાસું વતનમાં છે. એમને પગલે માલણે જાણે છલકાઇ બજારમાં ઘૂમડી ઘૂમી ગઇ. એ જમાનાના અવશેષરૂપ એ છેટલા બૃહસ્પતિને નિરખ્યે કંઇક ઝાંખી થશે કે મહુવામા અર્ધી સદી ઉપર કેવુંક સૂર્યમંડળ પ્રકાશતું હતું.

પણ એમાંનું ઘણુંખરૂં તો આ સન્ક્રાન્તિકાળમાં આથમી ગયુ. ભાવનગરમા જૂનવટ ગઇ, પણ નવયુગ નથી જામ્યોઃ Old order changeth, indeed, but yet it gives not place to new. કારણ? કારણ સારા સોરઠજાણીતું છે. 'Admninistration નો જમાનો છે, અમને સોંપાયું એવું અમારે સોપી જવાનું છે' એ નિષ્ક્રિયતાનો અધિકારમન્ત્ર તે પ્રધાન કારણ. પ્રજા પાસેથી લેવાણમાં યે વિઘોટીની પુનરાવૃત્તિપ્રસંગે એ શબ્દો પળાયા હોત તો એટલું તો કહેવાત કે મન્ત્રીમંડળનીતુલાની દાંડી સમતોલ છે, પલ્લામાં ધડો નથી.

ઇંગ્લાંડનો પ્રધાન લોઇડ જ્યોર્જ આજ ઉચ્ચારે છે કે 'ચાર વર્ષમાં ચારસો વર્ષ જેટલી દુનિયાં દોડી છે.' એ જમાનામાં 'બેશી રહિયે તો અમે બળી મરિયે' એ મિરાં વચન વિસારાયું છે.

એવા સંક્રાન્તિકાળમાં યે મહારાજ ભાવસિંહજી એક સંભારણું પ્રજાને આપી ગયા છે. ગાયકવાડ મહારાજે નથી કીધું, ઇંગ્રેજ સરકારે નથી કીધું, તે ભાવસિંહજી મહારાજ કરી ગયાઃ પોતાનું જીવન મદિરાનિર્મળ હતું, એવું સારા ભાવનગર રાજ્યને મદિરાનિર્મળ કરી ગયા.

સર લલ્લુભાઈ વિલાયત જઇ આવે ને એમના ભાણેજો એમનો વિરોધ કરે એ પણ એ સંક્રાન્તિયુગનો યુગમહિમ. ભાણેજોના નહિ પણ ભત્રીજાના એવાક પ્રસંગ મણિભાઈએ પણ અનુભવ્યા હતા. પ્રથમ વેળા વિલાયત ગયા ત્હારે સર પ્રભાશંકરે પણ પ્રશ્નોરા જ્ઞાતિસંપ્રદાયના સન્માનાર્થે સ્વજ્ઞાતિના ગાંડા ભટ્ટને રસોઇયા તરીકે સંગ થે લઈ જવાનો શિષ્ટાચાર કીધો હતો. 'મામૂ' રમૂજી હતા ને ઘણી રમૂજી વાતો કહેતા.

વીશેક વર્ષ ઉપર થિયોસોફીવાળાં મિસ લીલિયન એડગર રાજકોટ આવ્યાં ત્હારે મ્હારે ત્હાં એમને જમવા ન્હોતર્યાં હતાં. સાવનૂરના નવાબ અને રાજકુમાર કૉલેજના હમણાં હના' તે એક્ટિંગ વાઇસ પ્રિન્સિપાલ ખા. સા. વ્હેરાઇને નોતરીને હિંદુ ઇસ્લામી ખ્રીસ્તી પારસીનું ન્હાનકડું Intercommunal Dinner કીધું હતું. ભાવનગરના એક હિંદુ સજ્જનમિત્રને યે ન્હોતર્યા હતા. દૂધપાક પૂરીનું જમણ હતું; પાટલાની બેઠક હતી; ત્હો'યે એમને અતિશયતા ભાસી, ને બોલી ઉઠયાઃ 'આ આપણું (પોતાનું) તો મ્હેલ્લું ને છેલ્લું સહ-ભોજન.' પછી તો એમણે અડિયારમાં જમાનાનો વાયુ અનુભવ્યો, નવયુગધર્મ સ્વીકાર્યો, ને છેલ્લાને બદલે એમનું

એ પ્હેલ્લું સહભોજન નીવડયું. જમાનાને ઓળખી મોખરે ન રહેનારાં ઘણાં પછી એમ જમાનાના પૂરમાં પડી તણાય છે.

એવા નિષ્ક્રિયતાના સંક્રાન્તિયુગમાં અધિકારી મણિભાઇ કે ધર્મપલટાના ને સંસારપલટાના ઇન્તેઝાર મણિભાઈ નહિ જેવું કરી શકયા એ કેટલેક અંશે યુગમહિમા પણ હતો. એ ન થઇ શકતું તે મણિભાઇને તોનિરંતર ડંખતું. જમાનાથી પર ઉડવા, નદીને સ્હામે પૂર તરવાની એમને ઉત્કટ આરઝૂ હતી. પણ મણિભાઇ સંસારસમરના લ્હડવૈયા ન હતા. એમના પ્રધાન ગુણો પુષ્પના હતા, વીરના ન હતાઃ ચન્દ્રના હતા, સૂર્યના ન હતા. મણિભાઇ પ્રધાનતઃ માર્દવ-મૂર્તિ હતા. એમણે સંસારના દવ આવતા દીઠા'તા, પણ પાછા વાળ્યા ન હતા. એમનું જીવન મીરાંની પેઠે અખંડ કીર્તન કરતું કે

દા લાગ્યા રે ડુંગરિયે, કહાના! કેમ કરિયે?<br>
કેમ કરિયે?<br>
કે અમે ક્યહાં જઇ વસિયે?<br>
દા લાગ્યા રે ડુંગરિયે, કહાના! કેમ કરિયે?<br>
ભાગવાને જઇયે અમે, ભાગી નવ શકિયે, કહાના!<br>
બેસી રહિયે તો અમે બળી મરિયેઃ<br>
દા લાગ્યા રે ડુંગરિયે, કહાના! કેમ કરિયે?

સારા ભારતવર્ષમાં સંક્રાન્તિકાળના ભડકા આજ ભભૂકી રહ્યા છે. રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, શિક્ષણ વિષયક–કોઇ પ્રવૃત્તિપ્રાંતે સંસાર હજી થાળે પડ્યો નથી.

ચોમેર સળગતા એ સંસારદવમાં કલાકાન્ત મણિભાઇ સળગી ગયા.

મણિભાઇએ અતિજ્ઞાન નામનું કાવ્ય લખ્યું છે. એમાં એવી વસ્તુસ્થિતિ ચીતરી છે કે જ્યોતિષી સહદેવજી પડતાં દુઃખના દવ જાણે બધા, પણ કરાય કાંઇ નહિ. મણિભાઇની યે એવી દશા હતી; જાણે, જૂવે, પણ નિવારી ન શકાય. કરૂણ રસની એ એક અવધિ છે.

મણિભાઇનો ખ્રિસ્તી ધર્મ રોમન કેથોલિક કે પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયનો ન હતો. સ્વતન્ત્રતાપ્રિય મણિભાઇ પ્રકૃતિથી જ કંઇક સંપ્રદાયપર હતા. આપણે ત્‍હાં ભાષ્યકારો થયા છે એમ યૂરોપમાં યે બાઇબલના ભાષ્યકારો થયા છે. નરસિંહ મહેતા કહેતા કે શ્રી હરિની કૃપાથી 'મ્હને ગોલોકદર્શન થયુ છે' એમ બાઇબલના એક ભાષ્યકાર કહેતા કે 'તારક-પ્રભુની કૃપા મુજ પર ઉતરી છે, મ્હને સ્વર્ગદર્શનનુ કૃપાદાન મળ્યુ છે, બાઇબલનો આન્તર્‌અર્થ મ્હને શિખવાડાયો છે.' એ ભાષ્યકાર તે મહાત્મા સ્વીડનબોર્ગ. સ્વીડનબોર્ગનો સન્દેશ ઝીલ્યા પૂર્વે મણિભાઇ નાસ્તિક જેવા 'મીલાઇટ' હતા, સ્વીડન-બોર્ગને સત્સંગે આસ્તિક ને ધર્મપરાયણ થયા. મણિભાઇ એને પોતાનો બ્રહ્મજન્મ કહેતા. મણિભાઇની નવધર્મભાવના રૂઢિબદ્ધ Churcheology ન હતી. એમનુ જીવનધ્યેય પછી તો એક જ હતું કે 'મ્હને મળ્યું છે તે ગુજરાતને આપુ!' એ અર્થે એમણે એક ખ્રીસ્તીમંડળ સ્થાપ્યુ, Heart નામનુ એક સામાયિક ચલાવ્યુ, અથાગ ભાષાન્તરો દીધાં. મણિભાઇની પરમ મનોવેદના, કરૂણમાં કરૂણ આર્તનાદ એ હતાં કે 'મ્હને

લાધેલું પરમ સત્ય હું ગુજરાતને આપી શકતો નથી.'

પછી તો વેદોનાં ને સ્વીડનબોર્ગનાં એકવાક્યતા ને સમન્વય દર્શાવવાના અભિલાષ જાગ્યા હતા. ઋગ્વેદ થોડો વાંચ્યો—વિચાર્યો, ગાયત્રીનો અર્થસંદર્ભ વાગોળી જોયો. અન્તે ઉચ્ચાર્યું કે Please, don't put new wines in old bottles

મણિભાઈ અન્ત ઘડી સૂધી 'સ્વીડનબોર્ગિયન' હતા. પન્દરેક વર્ષના અખંડ આત્મમન્થનને અન્તે આર્યસમાજે ઉઘાડેલી શુદ્ધિની બ્હારીમા થઇ પાછા હિંદુ સમાજમાં ભળ્યા હતા. મ્હને એક વેળા કહ્યુ હતું કે, 'ખ્રીસ્તી ધર્મ મ્હને ગમે છે, પણ બ્રાહ્મણસંસ્કૃતિ મ્હને એટલી જ ગમે છે. ભારતના ખ્રીસ્તીઓમા બ્રાહ્મણસંસ્કૃતિ નથી.'

૧૮૯૮ થી મણિભાઇનો જે સખ્ત સાસારિક બહિષ્કાર હતો તે ૧૯૦૨ મા અમે એમને ત્ય્હાં મહેમાન થયા હતા ત્ય્હારે તૂટયો,જે પછી ઘસાતાં ઘસાતા દસબાર વર્ષે નિર્મૂળ થયો જૂના સ્નેહીઓ પાછા આવવા માંડયા; જ્ઞાતિએ બાલકોને સ્વીકાર્યાં; સન્તાનોનાં જ્ઞાતિજનમાં લગ્ન થયા. ભાભી સન્તોખાયાં; પણ મણિભાઇનું અન્તર્શલ્ય ઉંડું ઉતર્યું. એમને તો એ અખંડ ડંખતું કે 'સત્ય જીવાતું નથી.'

'૯૭ થી અમારે પત્રવ્યવહાર શરૂ થયો.' ૯૮ માં એમણે ખ્રીસ્તશાસન સ્વીકાર્યું ને સકળ સંબંધીમંડળ ઉગ્ર વિરોધે હતું ત્ય્હારે 'સત્યપ્રિય આત્માનું ઉડ્ડયન' એવો લેખ પૂનેથી વરોદરે લખી મોકલ્યો હતો. એ લેખમાંની Sympathy એ અમારી મૈત્રીનુ બીજ. મ્હારી Eclecticism

સર્વસારસંગ્રાહક વૃત્તિ ખ્રીસ્ત કે ખ્રીસ્તશાસનવિરોધી ન હોય કે ન્હોતી. જગતના સર્વ ધર્મોને ઈશ્વરી પયગામ ત્ય્હારે હું માનતો ને આજે યે માનું છું. 'ખ્રીસ્ત શાસન શિવાય બીજે ઈશ્વરી સત્ય નથી, Baptism વિના બ્રહ્મજન્મ નથી, ખ્રીસ્તશરણ વિના તારણ નથી,' એ સંકુચિતતા સ્હામે મ્હારો વિરોધ હતો ને છે. 'ઇશુ ખ્રીસ્ત ઈશ્વરનો એક પયગમ્બર છે' એ તો આજે યે માનું છું. 'ઇશુ ખ્રીસ્ત ઈશ્વરનો એક જ પયગમ્બર છે' એ જકાર સ્હામે ત્ય્હારે તેમ જ આજે મ્હારો વિરોધ છે. મ્હારો એ સમભાવ ને વિરોધ બને મણિભાઈ જાણતા.

ભારતમાં ખ્રીસ્તશાસનના પ્રચારોત્સુકોએ મણિભાઈના, શ્રી. વેલિન્કરના, રાજકોટવાળા મણિભાઈ પારેખના કિસ્સા વિચારવા જેવા નથી? મણિભાઈને બ્રાહ્મણસંસ્કૃતિ ગમતી, ને હિંદી ખ્રીસ્તીઓમાં એ ન દીઠી. પ્રો. વેલિન્કરે અનુભવ્યુ કે Brotherhood of man એ શબ્દજાળ છે; એક હેટ રેક ઉપર હિંદી ને ઇંગ્રેજ બે ખ્રીસ્તી બધુપ્રોફેસરોની ટોપીઓ પણ બેસી શકે નહિ. પ્રતાપચંદ્ર મજમુદારના Oriental Christ ની પેઠે મણિભાઇ પારેખ Hindu Church of Christianity જેવા કંઇકની શોધમાં છે. આ હકીકતોનો અર્થસંદર્ભ શો? મ્હારૂં તો એ યૂરોપઅમેરીકાવાસી ખ્રીસ્તપ્રચારકોને કહેવાનુ આટલું જ છેઃ ભારતે તો ઇસ્લામી ઓલિયાને યે પૂજ્યા છે—ભારત સાધુસંતોનુ વિરોધી નથી. ખ્રીસ્ત અમારો યોગીન્દ્ર હતો. શ્રી કૃષ્ણચંદ્ર, શ્રી રામચંદ્ર, શ્રી બુદ્ધ ભગવાન, શ્રી મહાવીર સ્વામી, શ્રી મૂસા નબી,

શ્રી ઝરથૂસ્ત્ર, હઝરત મહમ્મદ, શ્રી કૉનફ્યૂશિયસઃ જગતના મહાધર્મોના એ સૌ સંસ્થાપકો ગૃહસ્થાશ્રમી હતા, એક ઈશૂ ખ્રીસ્ત અમારો નૈષ્ઠિક બ્રહ્મચારી હતો. આજની પશ્ચિમની સુખપ્રધાન ને વિલાસપ્રિય સંસ્કૃતિ એ યોગીન્દ્રના યોગના કે નૈષ્ઠિક બ્રહ્મચારીના નૈષ્ઠિક બ્રહ્મચર્યના પુણ્યસન્દેશ ન સ્હમજે કે ન ઝીલે તો ક્ષંતવ્ય ગણીશું; પણ હિન્દને તો એ યોગીન્દ્ર ઈશૂ ને એ નૈષ્ઠિક બ્રહ્મચારી ખ્રીસ્ત આપો. પશ્ચિમનાં વિચારશણગારોમાં સજાયેલો ઈશૂ ખ્રીસ્ત અમને તો Anachronism લાગે છે.

મણિભાઈના આન્તર્જીવનનો અભ્યાસ એ આપણા સંસારની સૂક્ષ્મ અણીદીઠ શરધારાઓનો અભ્યાસ છે. એ ગભરૂ આત્માને આપણા સંસારે ને વિધાતાએ ત્રણ શલ્યો માર્યાં હતાં, ને એ નરવર ત્રિશૂળઘવાયેલો સંસારે વિચરતો. એની અન્તર્પીડાના આત્મનિઃશ્વાસ નિકટના ઘણાઓ સાંભળતા.

પહેલું શલ્ય એમને ૧૮૯૮ માં વાગ્યું. એમણે ખીસ્તશાસન સ્વીકાર્યું, એટલે સગાંઓ, સ્નેહીઓ, ન્યાતિલાઓએ એમનો પરિત્યાગ કીધો. ધર્મચુસ્ત પ્રાચીનપક્ષવાદી એવે અવસરે બહિષ્કાર કરે એ સ્વભાવીક ને સ્હમજાય એવું છે. પણ આ તો ઇરાનીની ન્હારોટી સેવનારે મણીભાઇનાં ન્હાયૂરી તજ્યાં; કેરીની પેઠે ઈંડાં ચૂસનારે મણીભાઈ સંગાથે એક શેતરંજીએ બેસી પાણી પીવા ના પાડી; ખીસ્તીઓનાં મદ્યમાંસની છીટ નથી એમણે મણીભાઇના ઘરનાં અન્નશાક છાંડયાં. સંસારનો ઢોંગ મણીભાઈને પ્રત્યક્ષ થયો. એ બહિ-

ષ્કાર કરતાં સનાતનતાને નામે આપણા સંસારે પ્રવર્તતો ઢોંગ મણીભાઈને વધારે સાલતો.

બીજું શલ્ય પણ એ અરસામાં જ વાગ્યું અને તે નોકરીની ચિન્તાનો હાઉ. આજીવિકાના શ્રમ સહુને કરવાના હોય છે; અને માનવીનાં સ્વતન્ત્ર મન્તવ્યો મૂકાવવા કે બદલાવવાને સંસારખેલાડીઓ એ ચાપને ચાંપે છે. મણી-ભાઈ ઘણી વેળા એ ભયગ્રસ્ત રહેતા. પારસી કે ઈસ્લામી આપણા વિદ્યાધિકારી હોય; ખ્રીસ્તીઓ તો આપણા ડાયરેક-ક્ટરો, પ્રોફેસરો, પ્રિન્સિપાલો છે જ; પણ હિન્દુ કો ખ્રીસ્તી થાય તો વિદ્યાધિકારી ન રહી શકે! ખ્રીસ્તી ધર્મને કારણે મણિભાઈને નોકરી છોડવી પડી હતી અને વળી ૧૯૦૮ પછીથી એમની Nationalismએ એ ભૂતભડકામણાપણું વધાર્યું. નિબંધો તપાસવામાં, ઠરાવો ઉલટાવી નાંખવામાં, Confidential report કરીને, પરિષદની બેઠક પ્રસંગે કૈનોટ હોલમાં પોલીસ રાખીને: એમ અનેક રીતે રાજકોટ સાહિત્યપરિષદને Political સ્વરૂપ અપાયુ હતું, ને મણિ-ભાઈને પણ એના છાંટા ઉડેલા. ૧૯૦૭ ની સૂરત કોંગ્રેસ પછી ઉદ્દામ પક્ષ દેશભરમાં પ્રજ્વળી ઉઠયો હતો. રાજકોટ સાહિત્યપરિષદના ચૂંટાયેલા પ્રમુખ દિ. બ. અંબાલાલ લોક-માન્યવિરોધી ગુજરાતજાણીતા 'મોડરેટ' હતા: એટલે એમની પસંદગીવિરૂદ્ધનાઓ Extremists ગણાયા; ને સ્વ. રણજિતરામે ત્યહારે પરિષદમન્ત્રીનું વચન મ્હને કહ્યુ હતું કે "I have exposed the extremists"; અને ખાનગી રિપોર્ટ થયો છે. મણિભાઈ એમાંના એક. આ બધા ખેલ પાછા 'પડદાબીબીઓ' પડદા પાછળ ખેલે. પરમ હસવા

જોવું તો એ હતું કે અંબાલાલભાઇના પ્રમુખપદના વિરોધી મણિભાઈ મિ. નરસિંહરાવને પ્રમુખપદે નીમવાનું કહેતા ! કોક કહે છે કે મણિભાઈની સ્હામે પોલિસ રિપોર્ટ થયો હતો. મણિભાઇએ પછી રોમન આત્મશાસન અને ગુરૂ ગોવિન્દસિંહનાં નાટકો લખ્યાં. કલા કે કવિતાની દૃષ્ટિએ એ નાટકો બહુમૂલાં નથી; પણ રાખ ન્હડેલાં ઇન્ધનોને એમણે સંકોર્યાં. એવે એક પ્રસંગે મહારાજ ભાવસિંહજીએ તાર કરી મ્હને યે ન્હોતર્યો હતો. અસહકારના પહેલા જુવાળની વેળાએ તો ભાવનગર પ્રજાસમિતિના મણિભાઇ સલાહકાર હતા. એ બધાનો સાર એ કે બેએ ચારચાર વર્ષે નોકરીની અસ્થિરતાનો હાઉ ડોકિયું કરી જતો. આટલી ટૂંકી કથારેખા યે એટલુ ઉમેર્યા વિના એકપક્ષી જ રહે કે અધિકારીમંડળ એજન્સી સન્તોખાય એટલો ઓછામાં ઓછો ફેરફાર કરતું; મણિભાઇની Nationalism પણ પ્રધાનતઃ ચળવળકારની ન હતી, કલાકારની હતી; ને તેથી ક્વ્હારેક છટકતી, પણ દીર્ઘકાળ સંયમશાળી રહેતી.

મણિભાઈનું ત્રીજું શલ્ય સંસારમાંરેલું ન હતું, વિધિમારેલું હતું છેક ૧૮૯૧ ની પૂર્વેથી મણિભાઇના કુટુંબમાં યમરાજે પગલાં ને પડછાયા પાડેલા હતા. પ્રથમ પુત્રી મેનકા ગઈ.' ૯૧ માં પત્ની નર્મદાનું મૃત્યુ, ને' ૯૯ માં પુત્ર પ્રાણુલાલનું મૃત્યુ થયું. ૧૯૦૦ માં કલાપીનું મૃત્યુ થયું. એ સહુ મણિભાઇના આત્મવાસી વ્હાલાંઓ હતાં પછી પંદરેક વર્ષને અન્તરિયાળે પાછાં યમરાજે પગલાં કીધાં ૧૯૧૮ માં દ્વિતીય નર્મદાનુંમૃત્યુ,' ૧૯ માં મહારાજ ભાવસિંહજીનું મૃત્યુ,' ૨૧ માં પુત્રી હૃદયનું મૃત્યુ થયું. કલ્પ

મહર્ષિ સમા ત્યાગી વનવાસી તપોધનનું શકુન્તલાને હસ્તિનાપુરે વળાવતાં દિલ રોલી ગયું હતું.

'આજે જાય શકુન્તલા' લહી જ એ હૈયું હિલોળે ચ્હડયું;
ઉઠતાં અશ્રુ જ કંઠ થંભી રૂધતાં, નેત્રો ય ચિન્તાજડ;
વાત્સલ્યે વનવાસી વિહ્વળ હું ચે છું આમ ને આવડો,
તો સંસારી-ચ-ને શું શું નવ પીડે પુત્રીવિરહની પીડા?

પુત્રી હૃદયને તો મણિભાઈના હાથમાંથી યમદેવ ઝડપી જતા હતા. પુત્રી હૃદયનું મૃત્યુ તે મણિભાઈના હૃદયનું મૃત્યુ નીવડયું. પછી તો એ નીલકંઠને ચે સંસારનાં ઝેર કઠવાં લાગ્યાં. સજ્જનો ! એવા આતમના ઘા કોઈને ચે વાગશો મા. પણ એટએટલા જીવનભરના હૈયાઘાવ વાગ્યા છતાં ચે મણિભાઈએ આવડેરોક સંસાર વહ્યો એ એમનાં ધર્મ ધૈર્ય ને સહનશીલતાના આતમખડકોને આધારે.

સંસારભોકયા ને વિધિમાર્યાં એવા આતમછેદી ત્રિશૂળને હૈયામાં સંઘરી, એને જાણે પંપાળતા હોય એમ મણિભાઈ સંસારમાં વિચરતા.

એ સહુનું એક અધન્ય ને અનિષ્ટ ફલ ગુજરાતને સાંપડયું; તે એ કે પેલો ૧૮૮૮-૮૯-૯૦ નો કલાધીશ કાન્ત ગુંગળાઈ ગયો. પછી મણિભાઈના ઉત્તરજીવનમાં સિદ્ધિઓના આનન્દ કરતાં અણસિદ્ધિનો વિષાદ વધારે તરવરતો. વસન્તવિજયનાં અનુકરણો, અંજનીગીતના ચોમેરથી ઉઠતા ટહુકાર, ખંડ શિખરિણીની ફટાકડા શી ફૂટતી લૂમો, સંવાદોની રચાતી પરંપરા ગુર્જર સાહિત્યદેશે પ્રચલિત થતી શૈલીઓના એ વિજયટંકાર મણિભાઈને બહલાવતા નહિ. મણિભાઈને નાસ્તિક, નિરાશાવાદી કે

Cynic-માનવગુણગૌરવમાં શ્રદ્ધાહીન કદી દીઠા નથી. પણ જીવનમાંથી ઉડી ગયેલો પેલો આનન્દ એમને પાછો લાધ્યો નહિ. એમનો કાવ્યાનન્દ, રસાનન્દ, આત્માનન્દ આથમી ગયો તે ગયો, ને રંક ગુજરાતે એક સાચો સૌન્દર્યકાન્ત કલાધીશ ખોયો.

ગુજરાત! ત્હારા સંસારને પૂછ. એના થરોમાં ઘંટીના શિલાભાર વધારે છે કે વાદળીનાં ફોરા? કેટકેટલાંક કલાકાન્તોને ને કલાકાન્તાઓને ત્હારી સંસારવિષમતાએ ચગદી નાંખ્યાં છે?

આનો અર્થ એ નથી કે મણિભાઈની સાહિત્યપ્રવૃત્તિ સાવ મરી ગઈ હતી. કલાધીશ ગયો; પણ મણિભાઇની સાહિત્યપ્રવૃત્તિ તો ચોગણી ફાલી હતી. મહારાજ ભાવસિંહજી માટેના લેખ, કલાપીપ્રકાશન, ખ્રીસ્તી ધર્મગ્રન્થોનાં ભાષાન્તરો, અને અન્ય સાહિત્ય સેવના; મણિભાઇની સાહિત્યદીવી એમ ચાર વાટે પ્રકાશતી હતી.

મણિભાઈમાં મૂળે જ દઢતા કરતાં આવેગ ને પુરૂષતા કરતાં માર્દવ વધારે હતાં. મણિભાઇમાં કુરૂક્ષેત્રનું કારમાપણું ઓછું હતું, ફૂલવાડીની સુકુમારતા વધારે હતી. એ સુકુમારતાને યે એ ત્રિશૂળે વીંધી વધેરી ચોડપી નાંખી. સંસાર ને સાહિત્ય એટલાં રંક થયાં.

સંસારના Struggles મણિભાઈએ જોયા હતા, જિત્યા ન હતા. સાહિત્યના વિજયો એમને બહલાવી શકયા નહિ. સંસારના પરાજયોની વિષાદછાયાઓ, મધ્યાહ્નના ગાઢ ગોરંભાની પેઠે, એમના આત્માને ઘેરી રહી. મણિભાઇના જીવનમાં મધ્યાહ્ને મધરાત પડી.

મણિભાઈના જીવનનો પ્રધાન સૂર Lyric નો હતો, Epic નો ન હતો. ઘણા માને છે, ને મણિભાઈ માનતા કે Life is a Song. જગતના ઇતિહાસ ભાખે છે કે ના, ના; Great or small, life is an epic. અને એથી જ Psalm of Life માં લોંગફેલોએ જગતવીરોને સંબોધ્યું છે કે:

Be a Hero in the Strife.

મણિભાઈમાં પિતા કરતાં માતાના ગુણો પ્રધાન હતા: પણ તે ક્ષત્રિય માતાના, કુન્તા માતાના. કુન્તામાના અમી દુઃખમૂર્તિ જગતસાહિત્યમાં નથી; મણિભાઈ સમી સાક્ષાત દુઃખમૂર્તિ બીજી દીઠી નથી. પણ હસ્તિનાપુરની રાજસભામાં કુરૂક્ષેત્રનો નિર્ણય થયે શ્રી કૃષ્ણદેવ સંગાથે કુંતા માતાએ પાર્થસન્દેશ પાઠવ્યો છે એવા વીર રસના અધ્યાય વિરલા ગવાયા હશે. મણિભાઈને યે સૌમ્ય ઉતરી ઉગ્રતાની કચ્હારેક ઝાળ વ્હ્હતી ત્હારે અંગેઅંગમાંથી વિજળીઓ વરસતી. મહાકવિ કાલિદાસ કહે છે કે

તપોધનો સાગર શાન્તિના છે;
રહે તેહમાં દાહક ગૂઢ તેજ;
અડકે શીળા એ, જયમ સૂર્યકાન્ત;
સ્હામું પડયે તેજ પ્રભા ભભૂકે.

દેહદમતો મેદ, કાવાના રગડા જેવી ન્હા, ખાનપાનનો શોખ, પાનની પેટી, ભાંગ, હોકલીઃ એ પણ મણિભાઈનાં જીવનસંગાથી રિપુઓ હતાં. શિષ્યવર્ગ કાજે યે સોટી આજ વર્જ્ય છે ત્હારે શિક્ષકોને યે મણિભાઈ ટ્રેનીંગ કોલેજના

પૂર્વજીવનના શિષ્યો માની કવ્હારેક દંડો ઉગાડતા. આવેગને ઘણાઓએ એમનો દોષ કહ્યો છે. ઘણી વેળા તે દીર્ઘકાળ ટકતો ને ગુણ થઈ નીવડતો. 'હૈયું ઠાલવવાનાં ઠામે ઠોહલાં છે' એ ઇન્દુકુમારનું ચરણ એમને વ્હાલું હતું. ભરી ભરી મેદનીમાં એ વેરાન નિર્જનતા અનુભવતા.

એ વર્ષોમાં મહારાજ ભાવસિંહજી કાંઇકે મણિભાઇનું આશ્વાસનસ્થાન હતા. મણિભાઇના ગુણ થોડાઘણા યે મહારાજે પારખ્યા હતા. પોતાનો કહે ત્હેને તે તરછોડતા નહીં. પણ એથી યે મ્હોટો એ સ્નેહાળ રાજવીનો ગુણ હતો વત્સલતા. રાજગાયક ડાહ્યાલાલને બુદ્ધિમૂર્છા આવી ગઇ હતી ને થોડાક માસ ગાંડા થયા હતા. મહારાજે ત્હારે મિત્રભાવે ડાહ્યાલાલનાં જતન કરી ડાહ્યા કીધા હતા. મણિભાઈને યે મહારાજ ભાવસિંહજી અંતરપીડાના કાંઈક દરદી સ્હમજતા; ને તેથી એમને વત્સલતાની આંખે જોતા ને હાલ થતા. મહારાજના એ વાત્સલ્યે મણિભાઈને વશીકરણ કર્યું હતું. એ ન જાણનાર ઘણાઓને ત્હારે આશ્ચર્ય થતાં કે મણિભાઈ જેવો સ્વતંત્રતાપ્રિય વાઘ મહારાજને વશ કેમ વર્તે છે ! ભાવસિંહજી મહારાજ તો ચિત્તાઓને યે પાળતા ને ?

નર્મદા ભાભીને સંભાર્યા વિના આ બે દિવસની કાન્તજયન્તી અધૂરી જ રહે, આટલું યે રેખાચિત્ર અપૂર્ણ જ ગણાય. આપણે ત્હાં સ્ત્રીજનને અન્યાય થાય છે. પ્રત્યેક મહાપુરૂષ કો મહાસ્ત્રીની પ્રેરણા કે જતનનુ સંસારફળ છે. મણિભાઇ યે નર્મદા ભાભીનુ જતન કરેલું રતન હતું. ટાઢાં ટાયડાંને વાળવા જબરી લગામ ન જોઇએ. મણિભાઇના

જેવા વિક્રરે ત્ય્હારે મદઝરતા માતંગ સરિખડાને પાછું સૌમ્ય સજાવવાને જે માતાનું હેત, વીરીની વત્સલતા, ચતુરાની ચતુરાઇ, પ્રિયાની રસિકતા, સુહૃદનું માર્દવ, શિષ્યનો વિનય જોઇએ તે સહુ નર્મદા ભાભીમાં હતાં. છેલ્લાં પાંચસાતેક વર્ષોના મણિભાઇ એટલે ભાભીઘડયા મણિભાઇ. ભાભીના પ્રિય શબ્દો હતા બે, મહત્વનું ને તૈં ચેં. 'મહત્વનું' એ એમણે મણિભાઈ કનેથી ઝીલ્યો હતો. 'તૈં ચેં' એ હાલારી શબ્દ છે. ભાભી હાલારના હતાં-જામનગરનાં.-ને એમના વતનનો એ પ્રાન્તશબ્દ હતો. 'તૈં ચેં ભાભી! કેમ કરશું?' 'એ કાંઇ મહત્વની વાત નથી;' એમ એ શબ્દોની પુનરાવૃત્તિઓ કરી ભાભીને લાડ કરવા, એ તો મ્હારો જાણે કે નિત્યનો દીયરધર્મ હતો. આપણા સનાતની બન્ધુઓ ધર્મભાવે માને છે કે દૂધની પૂરી મ્હામાં બોળિયે તો એઠી થાય; ભાભીનો યે એ ધર્મભાવ હતો. ભાવનગરમાં નિત્ય બપ્પોરે ચ્હા પીતાં ચ્હામાં દૂધની પૂરી બોળવી, ચ્હાની ટીપાઇ-પાયા સુદ્ધાં-ધોવરાવવી, ને ટીપાઈ ઉભી હોય એટલી ભોંય લીંપાવવી એ મ્હારાં દીયરનાં ટીંખળ હતાં. કય્હારેક એથી ભાભી હસતાં, કય્હારેક એથી ખીજાતાં, પણ સદા ય સહી લેતાં. સજ્જનો! 'રકાબીમાં ચ્હા કહાડિયે નહિ' એવું સન્તાનોને શીખવતી સુધરેલી કહેવાતી સ્ત્રીઓને સાંભળી છે. રકાબીમાં ચ્હા કહાડયે આસ્માન તૂટી પડે કે ચ્હામાં પૂરી બોળ્યે અજીઠું થાય-હું તો બેમાંથી એકે માનતો નથીઃ એક બુદ્ધિવિરોધી પરદેશી રૂઢી છે, બીજી બુદ્ધિવિરોધી ધાર્મિક માન્યતા છે. પણ જરા એ બન્ને ય બુદ્ધિવિરોધી કૃત્યોના હેતુ-Motives, એમના પ્રેરક કારણો-Springs of Action

વિચારી જોશો ? 'રકાબીમાં ન્હા કહાડિયે નહિ ' એનુ પ્રેરકકારણ પરદેશની રૂઢીપૂજકતા છે; 'ન્હામા પૂરી બોળ્યે એદી થાય ' એનું પ્રેરકકારણ ખરીખોટી–પોતાની માન્યતાનુસાર–સનાતન ધાર્મિક ભાવના છે. એવી પરદેશની રૂઢીપૂજક 'સુધરેલી 'ઓના હૃદયભાવ કરતા ભાભીની એ સનાતન ધાર્મિકતાનો હૃદયભાવ હજાર દરજ્જે ઉત્તમ હતો.

પુરૂષ મિથ્યા માને છે કે કુલાધીશ–Pater Familias પોતે છે. કુળકુળમાં કુળદેવી વિરાજે છે; ને નારાયણ ભગવાન લક્ષ્મીજીને ખોળે વિરાજે છે એમ કુલાધીશ કુળદેવીને ખોળે જ વિરાજેલો છે. સંસારનું નાવ સ્ત્રીને સ્વામી છે, પણ એ સંસારનાવની સૂકાની સુન્દરી છે–દાંપત્યજીવનનું એ પરમ રહસ્ય છે.

સ્વામી મ્હારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સૂકાની અલબેલડી.

ભાભીએ કામઠીની પેઠે નમીને મણિભાઈને વાળ્યા.

આખરે ભાભી જીત્યાં ને મણિભાઈ હાર્યા.

અને હજી પૂછો છો કે મણિભાઇની વિશેષતાઓ શી હતી ? પૂછો.

એ હતા ત્હાં સૂધી સૌરાષ્ટ્રમાં તે સાહિત્યરાજવી હતા. કૈકારવ સંગ્રહીને કલાપીને એમણે અમૃતઅંજલિ છાંટી. ઉત્તરા ને અભિમન્યુ–શાન્તનુ ને મત્સ્યગન્ધા જેવાં ખંડ કાવ્યોની મિ. નરસિંહરાવને એમણે શૈલી શિખવાડી. ટીકાથી, સૂચનથી, અનુમતિથી, ન્હાનાલાલના ગુરૂદેવ દવે સાહેબે મણિભાઇ કાજે કીધું હતું એમ, મણિભાઈએ ન્હાનાલાલના ત્હેવારના રંગોને ઓપ આપ્યા. સમભાવથી, સહૃદ-

ચતાથી, માર્દવથી વાઘ જેવા મસ્તકવિને યે એમણે કંઇક સંયમ શીખવ્યો. પ્રો. ગજ્જરની ને કલાભવનની જાહોજલાલીના પ્રથમ દાયકાને એમણે ઉજ્વળ અને ઓજસ્વી કીધો. એના એ ગાયકવાડ મહારાજ છે, એનું એ વડોદરાનું કેળવણીખાતું છે; પણ ગજ્જર કે મણિભાઇના કલાભવનનાં ત્રીસ-ત્રીસ વર્ષથી તેજ નિસ્તેજ છે.

મેઘશિખર સમી પડછન્દ પાડતી એ ભવ્યમૂર્તિ મન્મુખે ગોવર્ધનરામભાઇ બાળક લાગતા. મોતીબાગને નાકે કે વિકટોરીયા પાર્કમાં મળતાં સ્નેહાળ મહારાજ ભાવસિંહજી ગાડી થંભાવતા, મણિભાઇની તબિયત પૂછતા. બળવન્તરાય ને રમણભાઇ ને રણજીતરામ તો ગુણે ને વયે એમનાથી ન્હાનેરા તે જાણે પાંખમાં સમાઇ જતા ગાદીઉતર્યા કે ગાદીપતિ ભાવનગરમાંના દિવાનો મણિભાઇનાથી ઝંખવાતા કહ્યું છે ને કે स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते. અધીકારીઓમાં કે સાહિત્યકારોમાં એ પ્રતાપશાળીને બીજે નંબરે દીઠા નથી. પ્રેમાનન્દ કહે છે કે સ્વયંવરમાં પ્રવેશતાં હાક વાગી'તી કે 'આ નળ આવ્યો રે!' અમદાવાદમાં મુંબઇમાં કે ભાવનગરમાં એ કો સભામન્દિરે પ્રવેશતા તો સાભજનની દ્રષ્ટિધારાઓ એક જ શબ્દ ઉચ્ચરતી કે 'મણિભાઇ આવ્યા.' એમની દેહમુદ્રામાં પ્રતાપ હતો, એમની આત્મમુદ્રામાં ગુણગૌરવ હતા. ટહેરખડા લેતી એમની ગજગતિ ભાવનગરવાસીઓને સ્મરાવવી પડે એમ નથી. એમના અક્ષર જાણે મોતીના દાણાઃ એમના શબ્દો જાણે મેઘનાં ફોરા મણિશંકર એટલે સુઘડતા, સુજનતા, સુકુમારતા ને સુન્દરતાની સાક્ષાત મૂર્તિ.

કાશ્મીરની સૌન્દર્યકુંજોમાં પર્વતઘેરની વચ્ચે એક ઝરણુ છે; નિર્મળ શીતળ થાકહારક. પાએક માઇલ માંડ લાંબું હશે. કુંડલાની નાવલી નદી યે એનાથી વધુ લાંબી-પ્હોળી. એને તીરે મહેલ હતોઃ મહેલનું નામ પરિમહેલ. દેહલી-આગ્રાથી જઇને જહાંગીર-નૂરજહાન એ મહેલમાં વસતા, એ જળઝરણનું પાણી પીતા. આજે યે ભારતવર્ષનો જનસમાજ એ જળઝરણને ચશ્મે શાહી-બાદશાહી ઝરણું એ નામે ઓળખે છે. ત્હારે હતા એવાં આજે યે જાણે હિમાદ્રિના અંગુઠામાંથી પ્રગટતા એ બાદશાહી ઝરણના નીર સ્ફટિકસ્વચ્છ હિમશીતળ શ્રમહારક છે. ગુર્જર કવિતાની સૌન્દર્યકુંજે પણ મણિભાઈની કવિતાનું એવું બાદશાહી ઝરણું છેઃ સ્વચ્છ શીતળ પ્રેરણાપૂરક/મણિભાઈની કવિતા એટલે ચશ્મે શાહીઃ થોડીક, પણ યુગયુગના અમૃતઝરા જેવી. 'રંગનાં તો ચટકા' એ લોકોક્તિને સન્માનતા જાણે મણિભાઇ કવિતાના ફૂવારા ઝીણી ધારે ઉડાવતા. ગુજરાતમાં કાવ્ય પ્રત્યે આદર છે, ગુર્જર નરનારનાં હૈયામાં ને નયનોમાં કવિતા ચમકે છે, ગુર્જરગૃહકુંજોમા રસકલાસૌન્દર્યનાં પૂજન થાય છે ત્હાં સૂધી દૂર-દૂરના સૌન્દર્યતરસ્યાં જહાંગીરો ને નૂરજહાંઓ એ બાદશાહી ઝરણનાં પૂજને આવશે ને પાણી પીશે, ફૂલ વીણશે ને સંસારથાક ઉતારશે, આરે મહાલશે ને પ્રેરણા ઝીલશે. કુન્દનને ને કવિતાને કાટ સ્હડતા નથીઃ મણિભાઇની કવિતાકલા ને સૌન્દર્યભાવના કાળના કાટથી પર છે.

---

# મસ્ત કવિ

## કલાપીના વિરહનો ઉપોદ્‌ઘાત

### ઇસ્વી ૧૯૧૩

ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ; ગુણી જનોના ગુણ ગુણી જન જ ગાય, ને સ્નેહી જનોના સ્નેહને સ્નેહી જન જ સંભારે. એમ દલપતરામે ઇ. સ. ૧૮૬૭–૬૮ માં ફારબસ-વિરહની સ્નેહકથા ગાઇ તે પછી અનેક ન્હાના ન્હાના વિરહ રચાયા, પણ આજ ૪૫ વર્ષ સૂધી એ ગુણગાથા જોડી વગરની રહી. આપણા ગુજરાત જેવા સુકોમલ હૃદયવાળા દેશમા લાબો કાળ એ સ્નેહકીર્તન અદ્વિતીય રહે એવો સંભવ તો હોય જ નહિ. આજે એ વિરહને યે દીપાવે એવું ગુજરાતી સાહિત્યના નવયુગનુ આ બુલંદધ્વનિ કાવ્ય પ્રગટ થતાં ક. દ. ડા. ના આત્માને સવિશેષ આનન્દ થશે.

## ૨, કલાપીસાહિત્ય

રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે દશેક વર્ષ પૂર્વે કેકાર-વમાનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કર્યો ત્યહારથી કલાપીસાહિત્યનો બગીચો રોપાયો, ને ધીરે ધીરે ત્હેના પરિમળ દેશમા પ્રસરવા લાગ્યા. કલાપીના સવાદો, કાશ્મીરનો પ્રવાસ, સ્વીડનબોર્ગના ધર્મવિચાર, સાગરનુ લખેલું ભાવગ્રાહી વિસ્તૃત અવલોકન,

માલા ને મુદ્રિકા નામની નવલકથા, હમીર કાવ્યના ચાર સર્ગઃ એ અને એવી ન્હાનીમ્હોટી વિવિધ લેખાવલિ પ્રગટ થઇ. કાન્તે એ વડલાનું મૂળ થડ રોપ્યા પછી અનેક વડવાઈઓની ઘટા ફૂટીને ફરતી પથરાઇ રહી છે, અને એ વિશાળ ઘટાઘેરાવ નીચે કલાપીના અક્ષય કીર્તિમન્દિર રૂપ આજ આ વિરહ પણ રચાયો હવે કલાપીના જીવનચરિત્રની પરબ એક મંડાવી અધૂરી છે, કે જે વિસામે જગતના *યાત્રાળુઓ થાક ઉતારે, ને સદ્બોધનાં જળ થી નવચેતના* પામે એ ઉણપ પૂરવી તે કલાપીના વિશાલ રસિક ને સંસ્કારી મિત્રમંડળનું ધર્મકર્મ છે. કલાપીનું જીવનચરિત્ર કલાપીસાહિત્યમાલાનો ખૂટતો મણકો છે, અને કલાપીના સ્વજનમંડળમાથી કોઇક સર્જન એની ખોટ પૂરશે એવી ગુજરાતને આશા ને આસ્થા છે.

### ૩, કલાપી

રાજવીકવિ કલાપીનું ચિરંજીવ નામ ગુજરાતી સાહિત્યના કોઇ અભ્યાસીથી અજાણ્યુ નથી. સંસ્થાન લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી, પ્રભાતના શુકની પેઠે, થોડું આયુષ્ય ભોગવી ભરયૌવનમાં જ વિદેહ થયા, પણ પોતાના એ તખલ્લુસને ગુર્જર ગિરાના અંગમા જ ગૂંથી દઇ એ વાણી જેટલું આયુષ્ય અર્પી ગયા છે કલાપી આ યુગના ગુજરાતના મજનુ હતા; અને એમના કાવ્યો પણ મ્હોટે ભાગે વિપ્રલંભ શૃગારની પરિદેવનાનાં છે સનમને ઢૂંઢવાને જ જાણે ત્હેમણે જન્મ લીધો હતો. એ મજનુની ઇશ્કભાવના મોહની હતી કે સ્નેહની? કે પાચે

નિમાઝે ઝૂકતી મયખાનાની આગ સમી એ કવિતાનુ સત્ત્વ શું અને કેટલુ ? અથવા સંયોગશૃગારની ઋતુ જીવનમાં બેસતા એમની કવિતાવેલડી કેવાં રંગસુગન્ધનાં ફળફૂલપત્રે પાગરત ? કલાપીના સાક્ષરજીવનના કે કાવ્યશૈલીના આવા પ્રશ્નનો નિર્ણય કે વિચાર પણ કરવાનુ આ સ્થાન નથી. અહી તો એટલું જ પુરતું છે કે ગુર્જર સાહિત્યની રસવાટિકામા એમની યે એક રસદેરી છે, અને એ દેરીમાના એ રસદેવ છે, અને એ દેવ ને એ દેવની દેરી ઉભય પોતાનાં તેજોબળ ને પ્રતાપપ્રતિભાથી સુપ્રખ્યાત છે.

## ૪, મસ્તકવિ

આ વિરહના રચનાર કવિ ત્રિભુવન પ્રેમશંકરનું નામ લોકવર્ગમા એટલુ પરિચિત નથી, જો કે સાક્ષરવર્ગમાં તો સુવિદિત જ છે દેવભુવન ને દેવવિહારથી શોભતું, માન સરોવર સરિખડું ન્હાનકડું, સૌન્દર્ય અને રસના નીરથી છલકાતું, મીઠી મીઠી પણ લાબી લહરીઓએ લહેરાતું લહેરાતું વિભાવરીસ્વપ્ન નામનું એમનુ કાવ્ય પ્રસિદ્ધ થયું ત્ય્હારથી ગુર્જર કાવ્યના રસિકોમા સત્કારાયુ છે ઘણે અંશે કવિતા તો કવિનો જીવનપ્રવાહ છે, અને એ પ્રવાહની વ્હેણદિશા બદલાતા એના જળના રંગે બદલાય છે. આરસના આરાઓમા થઇને વહેતી નર્મદાની શોભા અને ઝરનાળીના ઉંચા તીર્થઘાટોની છાયા હૈયામા ધારી વહેતી, ઊંડા ઘેરા નીરની, ગભીરતા ભિન્ન જ હોય. ત્રિભુવન કવિની કવિતાનો ઇતિહાસે એવો છે. સ્નેહની ચન્દ્રિકા એમના જીવનમાં ઉગી હતી તે આથમી ગઇ, અને

જીવનની એ જ્યોત્સ્ના ખરેખર રાત્રિનું સ્વપ્નું જ થઈ ગયુ. પછી નવું ચોઘડિયું બેઠું, નવો દિવસ ઉગ્યો, નવીન મિત્રમંડળી આશપાશ આકર્ષાઇ આવી, અને કવિતાએ પણ નવો સ્વાંગ ધારણ કર્યો. સ્વરૂપપુષ્પાંજલિ નામનો રહસ્ય-ભર્યો ભજનસંગ્રહ છપાયા પછી આ ત્હેમનો ત્રીજો અને આત્માનાં પૂરથી ઉભરાતો ગ્રન્થ છે. કવિ પોતે સંસારી સાધુ જેવા છે, અને જીવનભર કાવ્યમસ્તીમાં જ ઉન્મત રહ્યા છે. યોગ માર્ગના યે કવિ પ્રવાસી છે, પણ સમાધિનાં અગાધજલ શાન્તિતીર્થ હજી એમને લાધ્યા નથી. અનન્ત-તાના આકાશમા ઉંચે-ઘણે ઉંચે વલખાં મારતા એ ગરૂડ રાજ છે. પગની પાનીને અડકે એવો લાંબો અંચળો, વિશાળ ને ઉપસેલા મકના માતંગના જેવા કુંભસ્થળ, તેજની જ્વાલાઓ ઝબકતા ત્હેમના લોલવિલોલ નેત્રબિંબ, મેઘગર્જના સમોવડ ઘેરો શબ્દટંકાર, સત્ય કાજેના રણસંગ્રામમાં ન્હડાવેલા પિનાકયુગલ સમા ભ્રુકુટિચાપ, બાંધી દઠીનો કઠ્ઠણ ને સ્નાયુબદ્ધ ખડક સમોવડો દેહદુર્ગઃ એ સહુ શરીરસમૃદ્ધિ તે મસ્ત કવિની આત્મવિભૂતિઓ ગણાવતા મંત્રો જ છે. આજ તો એ કેસરીને કાળજે યે વજ્રબાણ વાગ્યું છે, ને કહાડનાર કોઇ નથી. એ હૃદયવેધી શલ્ય હૃદયમાં નિશદીન સંઘરીને જ ભવાટવિમાંનું અવશેષ ભ્રમણ એમને ભમવાનું છે.

## ૫, કવિ–કલાપીની મૈત્રી

દુનિયાના ઇતિહાસમાં સ્નેહસૌભાગ્યવન્તાં આદર્શ દંપતી દુર્લભ છે, તેમ મિત્રસ્નેહની યે મૂર્ત બેલડી સુલભ નથી. ઉચ્ચતાનાં શિખરો તો વિરલ જ હોય. કેકાવલિ લલકારતા

રાજવીકવિ અને મર્મવેધી આ વિરહ પોકારતા મસ્ત કવિ રસનાં શિખરો છે, અને એમની સ્નેહકથા યે વિરલ 'જ હતી.

ભારત યુદ્ધનો ભાર હું—પારથનો જે ઉપરે
સારથી સરજનહાર સુર વિણ સૂનો કવિ.

એ કરૂણુ પણ મરદાની શબ્દમન્ત્રમા ગત કાલનુ પોતાનુ જીવનઅવલંબન અને સૂનકારભરી વર્તમાનદશા વિરહકારે વર્ણવી છે. ગાંડીવધન્વા અર્જુનના યે કુરૂક્ષેત્રમાં સંગ્રામનેતા શ્રી કૃષ્ણ હતા, તેમ આ વિકટ સંસાગ્સંગ્રામમાં પોતાના જીવનઆધાર રૂપ કવિ કલાપિને જણાવે છે. 'હુ–પાર્થનું એ જ્ઞાન સુર ઓ ! કૃષ્ણ–તું જાતાં ગયું.' શ્રી કૃષ્ણની ઉત્તરક્રિયા કરી ઇન્દ્રપ્રસ્થ વળતા કાબાઓમા જેવી સવ્યસાચીની બાણુવિદ્યા ઓસરી ગઈ, કલાપી જતા ત્હેવું જ જ્ઞાનવિસ્મરણ કવિને ઘડીભર લાગે છે. પુત્ર પિતા મિત્ર રાજવી સદ્ગૃહસ્થ કવિ ચિન્તકઃ એમ, એક મણિના અનેક પહેલ જેવાં, કલાપીના યે ઘણાં દર્શન છે, ને એ સહુમાંથી આ કાવ્યમાં માત્ર મિત્રદર્શનનું જ પ્રગટીકરણ છે. કવિકલાપીની મૈત્રી અદ્ભુત હતી. કલાપી પ્રત્યેના કવિના ભાવનું તો આ વિરહ ભાગવત છે. અને કલાપીનો સ્નેહભાવે એટલો જ ભરપૂર હતો. એ મિત્રયુગલ કૃષ્ણસુદામાના અલૌકિક મિત્રયુગલને સ્મરાવે છે. શ્રી દ્વારિકાધીશની પટરાણીઓએ સુદામાજીના ટોળ ને સેવા ઉભય કીધા હતાં, તેમ મસ્ત કવિને યે ઓછાંવધતાં બન્ને મળ્યા છે. દુનિયાના ધનમા રંક પણ આત્મિક ધનમાં મહાશ્રીમન્ત કવિ ભણી કલાપીના રાજકુ

દુંબની મમતા હતી. મૈત્રી એ પરસ્પરના ગુણો પ્રત્યેનો પૂજ્ય ભાવ છે, ને એ બન્ને ગુણીજનો એકબીજાના ગુણોથી આકર્ષાઈ રહ્યા હતા. દર વર્ષે બેચાર માસ કવિકલાપી સત્સંગમાં ગાળતા. દલપતરામે ભાખ્યું છે કે ફારબસની કબરનો હું મુઆવર છું; મસ્ત કવિ બાંગ પુકારે છે કે 'હું દુહાગી ફકીર શહેનશાહ સુરસિંહનો.' કલાપીના અવસાન પછી કલાપીના મિત્રો કવિને સાહાય્ય આપતા રહ્યા છે, અને ગોહેલકુલભૂષણ ભાવનગરના નરેશે તથા વડિયાના દરબાર સાહેબે કવિને નોધારા ન રહેવા દેતાં વર્ષાશન બાંધી દીધાં છે. મસ્ત કવિ સમા અવધૂત અને કલાપી સમા રાજનૂનો સ્નેહયોગ કો ધન્ય પળની જ પ્રસાદી હતી. કવિની પ્રકૃતિ સુદામાજીના જેવી સુશીલ નહિ પણ તેજસ્વી છે, અને એનાં ઉષ્માજ્વાળ ઝીલી નિભાવી લેવામાં કલાપીની મહાનુભાવિતા હતી. કવિની વાગીશ્વરી પણ ત્રીશૂળધારિણી છે, અને તેનાં તીખાં ત્રિફળાં બાણ પણ કલાપી હસતે મુખડે હૈયામાં સંઘરતા. રાજદરબારની સુઘડ સંસ્કારિતામાં કુદરતની ભાત હોય તેમ કવિની અસંસ્કારિતાને કલાપી વધાવી લેતા. જડભરતના વંશજ સમા કવિ ગોરખનાથ કે ઓઘડનાથના ચેલા જેવા છે, છતાં રાજરમણીઓમાં પૂજ્ય ને વંદ્ય હતા. કવિની નિસ્સ્પૃહા ને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉત્તમ છે; પણ એ ગુણો યે અવગુણ ગણાય એટલી એમની જ્વાલા કદી કદી દાખવતા. છતાં કુદરતના રસિયા કલાપીને તો એ કુદરતનું બાલક દેવ જેવું લાગતું. ઉભય કવિઓની આત્મપ્રભા ચન્દ્રિકા ને સૂર્યતેજ જેટલી વિભિન્ન છતાં મહાવૃક્ષોનાં પાંદડાંઓની

પેઠે એમનાં કિરણવૃન્દ ગૂંથાઇ જીવનજાળ રચાઇ હતી. માટીનાં થર નીચેનાં રત્નો સમોવડાં આ રત્નોની જીવનકથાનો સતપ્રકાશ વધારે જણાશે તેમ વધારે સત્કારાશે. કૃષ્ણ સુદામાના પુરાણપ્રસિદ્ધ સ્નેહયુગલને ભૂતકાલમાં સ્મરી સ્મરી ગુજરાતે સાચવ્યું; દલપતફારબસની મિત્રખેલડીને વર્તમાનમાં પરખી ને વધાવી; તેમ કલાપી ને મસ્ત કવિની પ્રીતિવાર્તા યે ભવિષ્યમાં ભાવથી ભણશે ને સંભારશે.

## ૬, રૂપરેખા

બ્રહ્માંડવ્યાપી અને બ્રહ્માંડપર પરબ્રહ્મના ભેદ ઉઘાડવા મથતું આ મહાકાવ્ય ત્હેમાંના વિષય જેટલું અટપટું નથી. મંગળાચરણમાં 'ગજાનન પુત્ર ગવરીના' નું સ્તવન કરતાં કરતાં જ, સાગરતીરની ખાડીમાંથી કો નૌકા એકાએક મહાસાગરનાં મહાજલમાં ઝૂકાવી દે એમ, કવિ બ્રહ્મવાર્તાનું મંડાણ માંડે છે. ગણપતિનું પૌરાણિક સ્વરૂપ વર્ણવતાં 'એ રાગી–વિરાગી મૂરત' ને 'હુંમાં ને બ્રહ્માંડે રે બ્રહ્માંડપાર બેહદમાં,' પરમાત્માની પેઠે, વ્યાપેલા કવિ નિરખે છે, ને 'પ્રાણ સહુના ચોપે રે તત્ત્વો પૂરી જીવનના' એમ પરબ્રહ્મની જ કૃતિપ્રકૃતિના વાઘા કવિ ગણપતિને ધારણ કરાવે છે.

સુરસિંહ જાતાં સૂનકાર વ્યાપ્યો છે, અને એ સૂનકાર અનુભવતાં વિરાગની ઉર્મિ ઉઠે છે; ને એમ કાવ્યની શરૂઆત થાય છે. સહુને સ્નેહીની ચિતા સન્મુખ જન્મે છે તેવી આ વિરાગની માત્ર પહેલી ને આછોતરી ઉર્મિ જ છે. પૂર્વ સ્મરણો ખડાં થતાં બગીચો ને બગીચા મંહીનો બોધ સાંભરે છે, ને કવિ પોકારી ઉઠે છે કેઃ—

પૂરાં હજી મુખથી ના તવ વાકય છૂટયાં,
ત્‍હાં તો અરે ! જીવન એ તુજ ચાલી ઉઠયાં.

ઉડી જતા મિત્રઆત્માને સલામી ભરી સ્વાર્પણમાં જ પોતે હોમાયા, ને એમ હોમાવું એ પરાપૂર્વનો ક્ષત્રિયધર્મ છે એમ કહી પાછા કવિ વિરાગવાર્તામાં ઉતરે છે. પરિગ્રહમાં જીવ જોડ, જગત અને જગના સંબંધો માત્ર કલ્પના છે, વિશ્વ એટલે તો માત્ર અહમ્‌પદનો ગબારો, માટે માલેક સાથે લગની લગાડો; એ ભક્તિ દ્વારા દેવભક્તનું અદ્વૈત સધાશે. આમ છતાં યે

ઓ સુર ! તુજ સમ નથી શૂરો, દેવ તું–હું માનવી. કવિ કહે છે કે હું તો દુઃખદૂઝ્યો છું, મ્હારી વૃત્તિઓ તો એક ધારી તુજમાં જ છે; હંસ તો સદા મોતી જ ચરે. લૌકિક મુગટ ઉતારી ત્‍હેં ક્યો અલૌકિક મુગટ ધારણ કર્યો છે તે મ્હને કહે, એટલી એંધાણી આપ, એટલે ત્‍હને ઢૂંઢું ને ઓળખું. એમ પોકારતા કવિ વિરહની અશ્રુધારાઓમાં પ્રવેશે છે

બીજા ભાગમાં કવિ અશ્રુનાં પૂર છૂટાં મૂકે છે. સુહૃદ-સ્નેહજામ ફૂટી જવાથી સૂનાં નગરમાં હળતાળો પડી, ને ભર્યા બ્રહ્માંડમાં પોતે એકાકી હોય એમ ભાસ્યું. રિસામણે ન્‍હડેલા મિત્રને અલૌકિક સામગ્રી સમર્પી કવિ મનાવવા મથે છે, ને થાકી છેવટે પોકારે છે કે

અમે રે વિયોગી યોગીઓ, બેઠા ધૂણી ધખાવી.

પૂર્વ સ્મરણો ખડાં થઇ સન્તાપે છે, પંખીઓની કુદરતકેલિ

ગમતી નથી, અવશેષ રહેલા સ્નેહીનામધારીઓના સ્નેહ ઝહેર જેવા લાગે છે, ને કવિને ભાન થાય છે કે 'હંસલાના જેવા અમારા એ હાલ.' જગતના સ્નેહને પોતાનો ચારો માનતા નથી, ને સંસારની કૂડકપટની ચોપાટમાં દેવ નહિ, મનુષ્યો નહિ, પણ કવિને પછી ભૂતડાં જ ખેલતાં ભાસે છે. સંસારીઓનાં હૃદયજલ છિલ્લરજલ જેવાં દેખાય છે, પૃથ્વીના કંઈ કંઈ મહેલો ખાટકીખાનાં જેવાં લાગે છે. દુઃખની સન્ધિકામાં સર્વત્ર ઝાંખુ દર્શન કરતાં કવિ ત્હાં અટકે છે, ને ગીતા સંભારી ભાખે છે કે અવળું થતા એ માનવી તો નિમિત્ત છે, અને સદાસર્વથા સર્વની શુદ્ધિ કાજે તો પ્રભુની દયા જ વરસે છે, બ્રહ્માંડમાંની બ્રહ્મવ્યવસ્થાનો વાંક નથી. વળી જીવાત્માને શોકની ઉર્મિ ઉઠી, ને દિલે ત્હેવું દુનિયામાં નિરખાવા લાગ્યુ. સુહૃદ્દેવને કાજે ધરણીને, ગોપી પેઠે, તલસતી નિહાળી, શાન્ત મુનિ સમ પહાડના એ ઉરમાં અગ્નિજ્વાલા જોઈ, ને દાહમજાના પરસદરસનું ગુણકીર્તન કીધું. પછી ગજરાજ જેવી ગભરામણ થઈ, દ્રૌપદી પેઠે ધાવ નાંખ્યા, સૂકાની જતાં જીવનબેડલી બૂડવા લાગી, ત્હો એ જગજ્જીવન જોતો નથી એમ ફરિયાદ પુકારી. વળી ઉર્મિ પલટાઈ, ને ધીરજથી વીનવવા માંડ્યું કે

આણ આણ પ્રભુ! તિમિર તણો અન્ત.

વળી મનને સદ્બોધથી સંબોધે છે કે 'વારંવાર વિદેશે નવ બનીએ વડેલા.' વળી એક વાર મિત્રસ્નેહ ને પોતાની સ્નેહપરવશતા, મિત્રશોધ ને જગતની સાક્ષી પ્રત્યક્ષ થાય છે, પણ દિલ એક સાક્ષી પૂરતું નથી. અશ્રુવર્ષા વરસી રહી હોય

એમ ઘડીક સચેત થાય છે, વિવેકવિચાર જાગે છે, ને રાહ પણ જાગૃતિના ગવાય છે; પણ તે ઘડીક. ફરી સદ્દગુરૂ સાંભરે છે, ને અવિચ્છિન્ન પ્રવાહ આંસુનો છોડી મૂકાય છે. વળી વિવેકબુદ્ધિ જાગૃત થતાં પ્રપંચપાસલાથી છૂટવા નિશ્ચય કરે છે, સાચો સંબંધ પરિબ્રહ્મનો કવિ માને છે, સુખ તો મોહપ્રમાદ વધારનારૂં છે, વિપત્તિનાં વાદળને તૂટી પડવા ન્હોતરે છે, અન્તરની વિભૂતિઓ–ઉન્હાળામાં આંગા મ્હોરે તેમ–વિપત્તિની ઝાળમાં જ કોળે છે, એમ જીવની આસનાવાસના કરતાં કરતાં ને એ એક દીનના રાજહંસનું સ્મરણ સ્મરતાં સ્મરતાં બીજો ભાગ સમાપ્ત થાય છે.

પ્રકાશ નામના ત્રીજા ભાગમાં ધીરે ધીરે રાત્રિ મટી દિવસનાં કિરણો જામતાં જાય છે. શાંકર સિદ્ધાન્તના કેવલાદ્વૈત વાદનું સાંપ્રદાયિક દર્શન આમાં હશે કે નહિ, પણ તે પ્રાચીન સત્યના ઉદ્દ્‌ઘાટનમાં યે એક અવનવી તાઝગી તો આમાં છે જ. વિરહમાંનું તત્વજ્ઞાન વેદાન્તગ્રન્થોમાંથી ઉપાડી લઇ કવિતામાં નથી ગૂથ્યું, પણ પ્રત્યેક મુમુક્ષુને ન્હાનામ્હોટા અશ્રદ્ધાનાં ને સંશયોનાં વનોમાં થઇને કીધેલા પ્રયાણને અન્તે અનુભવ ને વિચારનું મન્થનનવનીત મળે છે, તે આ વિરહમાં છે; ને તેથી જ પુરાણાં છતાં આમાંનાં સત્યોનાં અમૃતબિન્દુ તાઝા બ તાઝા નવ બ નવ વરસતાં લાગે છે. કર્મભોગ ભોગવવાના છે, મન જાગો, એમ સ્હમજાવતાં યે જટીલ યોગમાં તે ગળતું નથી. પિશાચોને રૂખસત દેવા મથે છે, ને પ્રવૃત્તિની પાઠશાળામાં સતશાસ્ત્ર નથી જડતાં.એ ઉપાધિરૂપ પ્રવૃત્તિનો પરાજય કરવાનો વિધિ

શોધતાં કાંઇક જડે છે. પ્રવૃત્તિના ત્યાગીને જ દેવનાં દર્શન થાય, તે જ આતમદર્શી છે, તે જ શૂરા સાધુ છે એમ સ્હમજાય છે. પણ હજી ગુરૂનો પ્રેમપન્ને કવિને બરાબર પાગ્યો નથી, માલિકજામનો નિશો હજી પૂરો ચ્હડયો નથી, ને બ્રહ્મસાગરની ઉર્મિઓમાં ડોલાતું નથી. ધુમ્મસ ઉઘડયા પછી સૂર્યકિરણ સ્પષ્ટ થાય તેમ મનની અમૂઝણો વિખરાતાં માર્ગનો પટ કંઇક પ્રગટ થાય છે, દર્શનના અધિકારીનાં લક્ષણુની ઝાંખી પૂલ્દે છે, ને બ્રહ્મ તથા બ્રહ્મના બ્હાનાની પતમાં વિશ્વાસ વિરામે છે, ને કવિ શ્રદ્ધાથી પોકારે છે કે

અલખના તારામાં તારો મિલાવી તાહરા તું દે.

જન્મમૃત્યુ તો નવાંજૂનાં પાદઠાં જેવાં છે, ને મૃત્યુ તો માત્ર ચમારપણાનું વિનાશક છે. જીવાત્માની યાત્રા અને ત્હેણે કરેલાં અનેક જન્માન્તરનાં તીર્થનું અદ્‌ભૂત વર્ણન કરી કવિ કહે છે કે એ સહુ છતાં કેસરીને બન્ધન છે જ નહિ, સાધુ તો જીવનમુક્ત જ છે, ને નિજ દેશમાં જ જશે. એને અર્થે સોહમ્ સાધો; અન્તરની અનહદ સમૃદ્ધિ વ્હોરો, બ્રહ્માંડલીલા તો કલ્પિત છે. સર્વ વિશ્વો ને વિશ્વોના ખેલ એક જ જ્યોતિનાં અજવાળિયાં છે. હવે કવિ ખરેખર સાવધાન ને સચેતન થાય છે. એ બ્રાહ્મી સ્થિતિનું દર્શન થતાં લાવણીના મરદાની પદ ગાવા માંડે છે, ને મદમસ્ત ફકીર અલખ નિરંજનના જૂના અખાડાની ધુનમાં એકધુન થાય છે. પછી જ્ઞાનસ્મૃતિ લાધતાં સાધુ દિલમાં દીપક કરતો ભાસે છે, અને અનન્તતાના અંશ અનન્તતામાં ભેળવી, વિરલા કો માણે એ વિધે, મસ્ત કવિ પોતે અખંડ પ્રકા-

જ છે, અને ત્હેની વાણાતાણાની ગૂંથણી સુઘટ્ટ ને પોતદાર છતાં ખડબચડી છે. વિભાવરીસ્વપ્ન, સ્વરૂપપુષ્પાંજલિ, કે કલાપીના વિરહમાંની છન્દમાલા નરસિંહમીરાંથી માંડીને દલપતનર્મદ સુધીના કોઇ પણ કવિવરની છન્દસામગ્રીથી પ્રધાનપણે અનોખી જ છે. ઘણાં ભજનો, કેટલીક ગઝલો, થોડાક સોરઠા, ને જીજ વૃત્તોમા આ વિરહની રચના છે. વૃત્તોની અછતનો અર્થ એવો હશે ખરો કે કવિને કે કવિની આમાંની કવિતાને પિંગળની સુનિશ્ચયદૃઢ ગણબદ્ધતાની નિયમિતતા રૂચિકર નથી ? સોરઠાને સૌરાષ્ટ્રમા દૂહા કહે છે, અને કરૂણરસની જમાવટની તે સચોટ સામગ્રી છે, એમ દલપતરામે પણ ફારબસવિરહમા સિદ્ધ કર્યું છે. તીખાં શ-

રસમસ્તીની જાગૃતિ, આનન્દની પરમ પ્રતીતિ, અભયમંડપમાં રમતા અમરાપુરના વાસીના રાસ, પરબ્રહ્મની સર્વવ્યાપી ને સર્વજ્વલન્ત જ્યોતિમા દિલભરનાં દર્શન, બ્રહ્મના વિરાટદેહનાં અંગેઅંગમાં એ સુહૃદ્દેવની સાક્ષી, અને એ દિવ્ય લોચનિયાં ઉંચે ચ્હડતા ચ્હડતા, મન્દિરના શિખર ઉપરના ધ્વજપટમાંની મૂર્તિની પેઠે, એ ઉંચા ઉંચા આભમા પણ નકલંકમિત્રની નિષ્કલંક મૂર્તિના દર્શન વાચનાર ! કવિતા કે તત્વજ્ઞાનને આથી ઉંચે કેટલેક ઉડતાં જોયાં છે ? સંપ્રદાયનાં સત્યો કરતા માનવહૃદયમાથી, પ્રેરણાની પેઠે, ઉછળતી સત્યધારાઓ ઓર છે. કવિના આત્મામાથી જે તેજફૂવારા આ વિરહમા ઉડ્યા છે ત્હેના જ પ્રતાપે આ વિરહ દુનિયાના સાહિત્યમા યે ઉચ્ચ સ્થાન ભોગવશે. રૂદન છે, પણ એ રૂદને બ્રહ્માડના પડદા ફોડવા મથન કીધું છે, ને બ્રહ્મદર્શનની અદ્ભુત ઝાંખી કીધી છે. મનુષ્યાત્મા એટલે ઉંચે ઉડતો થાય ત્હો યે ઓછી અવધિ નથી.

## ૭, ગુજરાતી વિરહો

ગુજરાતી ભાષાના રસિકોમાં ફારબસવિરહ સર્વજ્ઞાત છે, પણ ગોવર્ધનભાઈની સ્નેહમુદ્રા યે વિરહ છે એ વાતો ઘણાને નવી જેવી લાગશે. સ્નેહમુદ્રાનું મૂળ સ્વરૂપ સંસ્કૃતમાં આદરાએલી રૂરૂદિષા, અને ત્હેમાના કેટલાક ભાગનું ભાષ્યસ્વરૂપ તે સરસ્વતીચન્દ્ર જો કે સરસ્વતીચન્દ્રમાંનાં પાત્રોની પેઠે સ્નેહમુદ્રામાનાં યે પાત્રોની ઐતિહાસિકતાની રેખાઓ સ્પષ્ટ નથી, છતા એટલું તો નિર્વિવાદિત છે કે મૃત્યુનું

શની લોમમાં અખંડ સુરસત્સંગ માણુતા થાય છે.

પણ એ સહુથી અળગો ચોથો ભાગ, આનન્દ, આ વિરહમન્દિરનું શિખર ને ધ્વજ છે. અલખઉપાસીને પ્રેમનો અજર પ્યાલો પીવાના આમંત્રણથી તેનું પગરણ મંડાય છે. પછી રટનની સમાધિમાં વિલીન થઈ, ઉપાધિની ખાખ ઉડાવી દઇ, પરમ પદની પ્રાપ્તિ અને ખુદાઈ જામ પીવાની મજા કવિ ગાય છે. અવધૂત પોતાની શહેનશાહીનું સૂચન સૂચવી રસમસ્તીમાં મશગૂલ વહે છે. તે પછી એક ખંડ-પોડશીમાં પરમ મેઘવૃષ્ટિનું વિસ્તૃત વર્ણન છે. સહુ સુજ્ઞ વાચકને વાંચતા સ્પષ્ટ જ થાય છે કે મેઘનું તો માત્ર રૂપક છે, અને સૂચન કાંઇક અનેરૂં જ છે. છવ્વીશમા ખંડમાં કવિ સ્પષ્ટતાથી કહે છે કે

> બ્રહ્મ વરસ્યો બ્રહ્માંડ, વિશ્વને તૃપ્તિ થઇ અંગાંગ;
> ત્રિભુ આત્મતૃપ્ત ઉભા અંહી;
> વ્હાલિડા રે ! શું. સ્હમજાવું ?

એ બ્રહ્મવૃષ્ટિ પછી સૃષ્ટિ શાન્તિખોળે સુષુપ્ત થાય છે, અને ધીરે ધીરે અનેકરૂપલીલા દાખવતો ચંદ્રરાજ આકાશમાં ઉગે છે. કવિનું કહેવું એવું છે કે એ અનેકલીલાસ્વરૂપી ચન્દ્રદર્શનનાં વર્ણનોમાં હૃષિકેશના કેટલાક મહાત્માઓનાં. વર્ણન પોતે યોજેલાં છે, અને એમ કર્યું હોય તો એ યથાર્થ જ છે. બ્રહ્મવૃષ્ટિ પછી અમૃતકુંભવન્તા શીતાંશુ યોગીરાજોની મુક્તદશાનાં દર્શન સુલભ અને સુગમ જ થાય. અન્તે 'બ્રહ્મ-રસભીનો ચન્દ્ર ઉગન્તાં' કવિને અદ્ભુત દર્શન થાય છે.

રસમસ્તીની જાગૃતિ, આનન્દની પરમ પ્રતીતિ, અભયમંડપમાં રમતા અમરાપુરના વાસીના રાસ, પરબ્રહ્મની સર્વવ્યાપી ને સર્વજ્વલન્ત જ્યોતિમા દિલભરનાં દર્શન, બ્રહ્મના વિરાટદેહનાં અંગેઅંગમા એ સુહૃદ્‌દેવની સાક્ષી, અને એ દિવ્ય લોચનિયા ઉંચે સ્હડતાં સ્હડતા, મન્દિરના શિખર ઉપરના ધ્વજપટમાંની મૂર્તિની પેઠે, એ ઉચા ઉંચા આભમા પણ નકલંકમિત્રની નિષ્કલંક મૂર્તિના દર્શન વાંચનાર ! કવિતા કે તત્વજ્ઞાનને આથી ઉચે કેટલેક ઉડતાં જોયા છે ? સંપ્રદાયનાં સત્યો કરતા માનવહૃદયમાથી, પ્રેરણાની પેઠે, ઉછળતી સત્યધારાઓ ઓર છે. કવિના આત્મામાથી જે તેજફૂવારા આ વિરહમા ઉડયા છે ત્હેના જ પ્રતાપે આ વિરહ દુનિયાના સાહિત્યમા યે ઉચ્ચ સ્થાન ભોગવશે રૂદન છે, પણ એ રૂદને બ્રહ્માડના પડદા ફોડવા મથન કીધું છે, ને બ્રહ્મદર્શનની અદ્‌ભુત ઝાખી કીધી છે. મનુષ્યાત્મા એટલે ઉંચે ઉડતો થાય ત્હો યે ઓછી અવધિ નથી.

## ૭, ગુજરાતી વિરહો

ગુજરાતી ભાષાના રસિકોમાં ફારબસવિરહ સર્વજ્ઞાત છે પણ ગોવર્ધનભાઈની સ્નેહમુદ્રા યે વિરહ છે એ વાતો ઘણાને નવી જેવી લાગશે. સ્નેહમુદ્રાનું મૂળ સ્વરૂપ સંસ્કૃતમા આદરાએલી રૂરૂદિયા, અને ત્હેમાના કેટલાક ભાગનુ ભાષ્યસ્વરૂપ તે સરસ્વતીચન્દ્ર જો કે સરસ્વતીચન્દ્રમાનાં પાત્રોની પેઠે સ્નેહમુદ્રામાનાં યે પાત્રોની ઐતિહાસિકતાની રેખાઓ સ્પષ્ટ નથી, છતાં એટલું તો નિર્વિવાદિત છે કે મૃત્યુનુ

બાણુ વાગ્યે જ સ્નેહમુદ્રાની કાવ્યગંગા કવિહૃદયમાંથી પ્રગટી નીકળેલી છે. એ બે ગુર્જર વિરહ અને આ કલાપીના વિરહને કેટલુંક સામ્ય ને કેટલીક ભિન્નતા યે છે. દલપતરામ અને મસ્ત કવિના નાયક લોકમાન્ય છે. દલપતરામ તેમ જ ગોવર્ધનરામ બન્નેમાં સ્નેહીના મૃત્યુપ્રસંગમાંથી સંસારશાસ્ત્ર તારવવાની, લોકહિત અને લોકસેવાનાં નવનીત ઉતારવાની પ્રધાનતા છે, જો કે સ્નેહમુદ્રામા તત્વજ્ઞાનની ઘૂંચવણભરી ભૂલભૂલામણી યે થોડી નથી. ત્રિભુવન કવિનો પ્રયત્ન બ્રહ્મના ભેદ ઉકેલવાનો છે, સંસાર તો તેમને મતે મૃગવારિની વાડી છે. દલપતરામે તેમ જ ત્રિભુવન કવિએ જે કરૂણ રસની હૃદયવેધી જમાવટ કરી છે તેના પડઘા ગુજરાતભરમાં પડયા છે ને પડશે; પણ તે કરૂણરસ સ્નેહમુદ્રામા નથી. ફારબસવિરહ, એડોનેની પેઠે, પ્રેરણા જ છે, બીજ છે, સ્વભાવજન્ય શોકોદ્દગાર જ છે, ફળ્યુફૂલ્યુ વૃક્ષ નથી, તત્વ-ચિન્તનનાં જલસીંચનથી ઉછેરવામાં આવેલું નથી. સ્નેહમુદ્રા અને કલાપીનો વિરહ ઉભય પ્રફુલ્લ વૃક્ષરાજ છે, અને વિવેકબુદ્ધિના પાણી પાઇ ત્હેમને કોળાવેલાં છે. પૂર્વપશ્ચિમનાં કિરણો ગૂંથાય છે–ઘસાય છે તે વર્તમાન યુગમાં ફારબસ-વિરહ ઉભય પક્ષે વાંચી વિચારી સ્હમજવા જેવો છે, દેશહિ-તનાં સેવાકલ્યાણના યજ્ઞના યાજ્ઞિકે સ્નેહમુદ્રામાંના આશઅ-ભિલાષ ઊંડા અન્તરમાં આલોચવા જેવાં છે, ને સંસારની કાંચળી ઉતારી એક બ્રહ્મજ્યોત નિરખવા મથતા યોગમાર્ગી અદ્વૈતતીર્થના યાત્રાળુએ આ મસ્ત કવિવિરચિત વિરહ અભ્યાસ કરવા જેવો છે.

## ૮, ઈંગ્રેજી વિરહો

ઇંગ્રેજી ભાષામાંના પણ બે શકરવી કવિઓના બે વિરહ સુપ્રખ્યાત છે. કીટ્સ કવિના મૃત્યુપ્રસંગે શેલી કવિએ લખેલો એડોને, અને ઇતિહાસકાર હેલામના પુત્ર આરથરના દેહઅવસાન પછી રાજકવિ ટેનિસનનો લખેલો ઇન મેમોરિયમઃ એ બન્ને ઇંગ્રેજી ભાષામાં ઉત્તમ કાવ્યો છે, અને ઉભયના આ વિરહ સાથે સામ્ય તેમ જ ભિન્નતા છે. એડોને તેમ જ કલાપીનો વિરહ ઉભય કાવ્યોના નાયક ને લેખક કીર્તિવન્તા કવિઓ છે. એડોનેમાનો કરૂણ રસ ફારબસવિરહ સમો ઊંડો ભરપૂર ને લોકપ્રતિધ્વનિત છે, અને ઇન મેમોરિયમમાંનો, સ્નેહમુદ્રામાંનાની પેઠે, તત્વજ્ઞાનના થર નીચે દબાઈ ગયેલો છે આ વિરહમાંનાં રસનાં ભાવનાં અને કલ્પનાનાં ઉડ્ડયન એડોનેમાના જેવાં છે, પણ તત્વચિન્તનની પ્રણાલિકા ઇન મેમોરિયમના જેવી છે. શૈલીમાં સમાનતા છતાં ટેનિસનની ફિલસુફી Christ to be—આગામી ખ્રીસ્તમાં શ્રદ્ધાવન્તી ખ્રીસ્તી ધર્મની છે, અને ત્રિભુવન કવિનું તત્વજ્ઞાન કેવલાદ્વૈતના શાંકરવાદનું છે. કવિઓનાં કાવ્યોનાં જીવન ત્હેમનાં સાંપ્રદાયિક તત્વજ્ઞાન નથી, પણ ત્હેમનામાંની બ્રહ્મવર્ચસ્વિની કવિતા છે, અને તેથી જ આમ તત્વજ્ઞાનના સંપ્રદાયભેદ છતાં ટેનિસન તેમ જ મસ્ત કવિ ઉભયના કાવ્યો ચિરંજીવ છે. ઉભય કવિઓની કવિતા વિચારતાં યે ઇન મેમોરિયમમાંની ટેનિસનની સૂક્ષ્મ કલા મસ્ત કવિના આ વિરહમાં નથી, તેમ જ આ વિરહમાં 'અમરાપુરના વાસી'ના જે 'રાસા હદ બેહદના' છે તે ટેનિસનના ઇન મેમોરિયમમાં

નથી. શેલીના અને મસ્ત કવિના વિરહ, કોયલ કોયલને કાજે ટહુકે એમ, કવિના કવિને માટેના ટહુકાર છે, પણ એડોનેના સુર ઝીણા છે, ને કલાપીના વિરહના સુર બુલંદ છે. પદાર્થશાસ્ત્રની સમકાલીન પ્રગતિમાં ટેનિસન રસ લેતા તે રસ ત્રિભુવન કવિને નથી, પણ વિશ્વવ્યાપી ને વિશ્વપર અનન્તતાનાં ચિરંજીવ સત્યોના મહાસાગરમાં જે ડૂબકી ત્રિભુવન કવિ મારવા મથે છે એવી નિર્બન્ધ ને નિરવધિ યોગીની સાહસિકતા ટેનિસનમા નથી હૃદયમાંથી નિર્ઝરતું એડોને મધુરૂ ઝરણુ છે; વનઉપવનના તીર્થઘાટ આગળ થઈ વહેતો ઇન મેમોરિયમ મહાનદ છે, અને કલાપીનો વિરહ ઉછળતો ઘૂઘવતો મહામસ્તાનો મહાસાગર છે.

ત્રણ ગુજરાતી અને બે ઇંગ્રેજી વિરહોની સરખામણી બહુ બોધક આનન્દદાતા અને અણદીઠાં અનેક જ્ઞાનરશ્મિ પાડનાર નીવડે, પણ અહીં એને માટે કાળ કે સ્થાન નથી. છતાં અભ્યાસેચ્છુઓને એક સૂચન કર્યા વિના નથી રહેવાતું કે એ વિરહપંચાયતનની પૂર્ણાહુતિમા પાચે કવિવરોએ નિજનિજના કાવ્યના સારરૂપ જે જે દર્શન વર્ણવ્યાં છે તે દર્શનોનુ જ પૃથક્કરણ ને સરખામણી કર્યે કંઇ કંઇ અજવાળાં ઉઘડશે

## ૯, આ વિરહમાંના ઢાળ

મસ્ત કવિનુ વ્યક્તિત્વ કાવ્યના રસભાવકલ્પનાવિચારના પ્રવાહમાં જેટલું પ્રગટે છે એટલુ જ ત્હેમની છન્દરચનામાં યે સુસ્પષ્ટ છે. કવિના છન્દપ્રબન્ધનો વણાટ દેશ-

જ છે, અને ત્હેની વાણુતાણુની ગૂંથણી સુઘટ્ટ ને પોતદાર છતાં ખડબચડી છે. વિભાવરીસ્વપ્ન, સ્વરૂપપુષ્પાંજલિ, કે કલાપીના વિરહમાંની છન્દમાલા નરસિંહમીરાંથી માંડીને દલપતનર્મદ સૂધીના કોઇ પણ કવિવરની છન્દસામગ્રીથી પ્રધાનપણે અનોખી જ છે. ઘણાં ભજનો, કેટલીક ગઝલો, થોડાક સોરઠા, ને જૂજ વૃત્તોમાં આ વિરહની રચના છે. વૃત્તોની અછતનો અર્થ એવો હશે ખરો કે કવિને કે કવિની આમાંની કવિતાને પિંગલની સુનિશ્ચયદૃઢ ગણબદ્ધતાની નિયમિતતા રૂચિકર નથી? સોરઠાને સૌરાષ્ટમાં દૂહા કહે છે, અને કરૂણરસની જમાવટની તે સચોટ સામગ્રી છે, એમ દલપતરામે પણ ફારબસવિરહમાં સિદ્ધ કર્યું છે. તીખાં શબ્દબાણ જેવાં તે મર્મવેધી છે, અને સૂત્રાત્મકતાના તેમ જ વજ્રવેધકતાના અર્ક ત્હેના ફ્ળાંને સ્હડાવેલા હોય છે. મસ્ત કવિની મસ્તી અને ઉછળાટ ઝીલી પ્રગટાવવા માટે ગઝલો અનુત્તમ સાધન છે. ફારસી કવિઓએ અને ત્હેમના ગુર્જર અનુયાયીઓએ જે વેગ ઘુઘવાટ ને તરંગમયતાનાં પ્રચંડ તોફાન ગઝલોમાં ભર્યાં છે તે કાવ્યરસના ભક્તોને તો સુવિદિત છે. હરિગીત છન્દની માત્રામેળના ગઝલના એક રૂપાન્તરને મળતી છે, ને તેથી–જાણ્યેઅજાણ્યે–તે છન્દની પસંદગી થઇ હશે. કવિ કહે છે કે ત્હેમની મિત્રમંડળી આ વિરહમાંની ગઝલો બિહાગ અને ભીમપલાશીના પ્રલંબ સુરમાં બહુ હૃદયંગમતાથી ગાય છે. પણ આ કાવ્યમાની છન્દરચનાનું વિલક્ષણ વ્યક્તિત્વ તો ત્હેમાંનાં ભજનસમુચ્ચયમાં જ છે. એ સંપ્રદાયશૈલીનું પ્રગટીકરણ અન્ય એક પ્રસંગે કરેલું

છે, ને ત્હેમાંથી કેટલોક ભાગ અહીં ઉતારવાથી સવિશેષ સ્પષ્ટતા આવશે.

"આ ગ્રન્થમાંના ભજનોનો રંગ બીજાં ભક્તિરસનાં ભજનોથી અનોખી જાતનો જ જણાશે. આ દેશના કે પરદેશના ભજનિકોનાં ભજનથી આ પ્રથા જુદી જ છે. નરસિંહમીરાનાં ભજનોનો શુકવંશી સંપ્રદાય છે, અને દયારામનો વલ્લભવંશી છે, પણ આ સંગ્રહમાંનાં કીર્તનોની પરંપરા તો ગોરખવંશી સંપ્રદાયના જેવી છે. જો કે જીવણ સાહેબ અને મોરાર સાહેબનાં અને બીજાં કેટલાક પદો નરસિંહમીરાંનાં પદોની જાતનાં છે, છતા જેમા ત્હેમનું પોતાપણું ઉભરાય છે તે પદો તો નિરાળી જ રીતનાં છે. આ અબધૂતોની વાણી અને વિચારનો મરદાની મરોડ ઓર જ છે. એમની પરિભાષા યોગની છે, એમની કહેણી શૂરવીરની છે. એ સંપ્રદાયનાં ભજન 'શબ્દ' કહેવાય છે, અને સૂત્રોના જેવા ત્હેમના સચોટ શબ્દવેધી પ્રયોગો છે. ઘણે ભાગે તેઓ પોતાના જ અનુભવ ગાય છે. 'પ્રેમે વીધાણા મારા પ્રાણ રે, સદ્‌ગુરૂએ અમને મારેલ શબ્દોનાં બાણ.' એમનાં ભજન તો 'શબ્દોનાં બાણ' છે, અને સાભળનારનાં પ્રાણ તે પ્રેમથી વીધે છે. એવા પ્રેમે વીંધાઇ તેઓ હરિનાં દર્શને સંચરે છે. 'જ્ઞાનગરીબી,' ભક્તિ, ભજન, કીર્તન, વૈરાગ્ય એ એમનાં સાધન છે. જપતપ એમને ગૌણ છે, યોગ જ એમને પ્રધાન છે. એ સાધનો વડે 'જ્યાં પરમ ધામ પરમેશા, કોઇ ચલો હમારે દેશા' એ દેશમાં તેઓ વિચરી અલખ નિરંજનનાં દર્શન લહે છે. આ અબધૂત

યોગીઓને તો એ પરમ દર્શન મોક્ષથી યે વિશેષ છે ' સદ્‌ગુરૂ નિરવાણી, નિરવાણી, જ્યહા મુક્તિ ભરે છે પાણી ' એ દર્શનની વેળાએ આત્માપરમાત્માની જે લગની લાગે છે, એકદ્રષ્ટિ થાય છે, તે યોગ અને એ યોગની એકદ્રષ્ટિ દીર્ઘ કાળ ટકે ત્‍હેનુ નામ સમાધિ એ યોગ અને એ સમાધિના આ ભક્તજનો પોતાના ભજનોમા વર્ણન વર્ણવે છે તે યોગદશામા નિરખેલ ઝળહળ જ્યોત અને તે સમાધિદશામા સુણેલ અનહદ નાદના અનુભવ તેઓ લોકને જણાવવા મથે છે એ અલૌકિક અનુભવને લૌકિક વાણીમા ઉતારવા મથતા એમની વાણી ફૂટ રહે છે, અને ભાવે કેટલીક વાર અદ્ધર અટકે છે અખો જેને બાવનપર ત્રેપનમો કહે છે, ત્‍હેને બાવનમા ઉતારવો અઘરો છે, એ વાતની પ્રતીતિ આ ભક્તોનાં ભજનોમા પણ છે એ પરમ દર્શન અને પરમાત્મયોગ થતા પરમ અર્થ એમને પ્રાપ્ત થાય છે ' આનન્દકો ઘર પાયો, અબ મે આનન્દકો ઘર પાયો ' અને વાણી પણ મૂક થતી લાગે છે 'કયા બોલે? અબ કયા બોલે? મન મગન્ ભયા, અબ કયા બોલે?' એ સમાધિદશામા સુણેલા અનહદ નાદના એમના અનુભવવર્ણનો યે કવિત્વમય છે ' જૂવોને ગગના હેરી, ત્યા બંસરી બાજે ઘેરી. ' ' દેખંદા કોઈ આ દિલ માય, ઝણણ ઝણણ ઝણ ઝાલરી વાગે ' ' ગગનમંડળમાં ગડ ગડ અનહદ વાગે રે જી ' ' અબધૂ ! રણ રણ રણ વાગે રે, ગગનમંડળ ઘર માય રે જી ' ' વાહ વાહ ! મેરા દિલ મગન ભયા ગગનાશબ્દ સુનકે. ' અનહદ નાદનો પોતાનો અનુભવ એ અબધૂતોએ એમ ગાયો છે ' અધર તખત ઉપર જે

પ્રકાશ હોઈ રહ્યા, કર બીન વાજા વાજે રે,
ધરીને તમે સાભળો, ધૂન ગગનમા ગાજે રે જીવણ.

સુરતસુરતની સાધના પ્રેમી જન કોઇ પાવે રે,
અધારૂં ટળે એની આખનુ, નૂર નજરે આવે રે, જીવણ.

સદેશો સતલોકનો, ભીમ સાહેબે ભેજ્યો રે,
પત્ર લખ્યો ગુરૂએ પ્રેમનો, જીવણ! લગનેથી લેજો રે, જીવણ"

યોગવેદાન્તભજનભંડારની મ્હારી પ્રસ્તાવનામાંથી.

આ વિરહમાની વાણી અને છન્દરચના એ જોમવન્તા સપ્રદાયની જ્વલન્ત પદ્ધત્યનુસાર છે. મસ્ત કવિનો કરૂણારસ મરદાની છે, વૈરાગ્યની ચોટ પણ ઊંડી ઉરવેધણ છે, પ્રકાશનો પ્રચંડ જ્યોતિ પણ ઝળહળ ઝળહળ ઝળહળે છે, અને આનન્દનો દેશ જ્યહા ઉઘડે છે ત્યહા પણ રસમસ્તીનો ઉત્સાહ ને ઉલ્લાસ અજબ છે. એ શાન્તદર્શી જલમા યે અન્તર્વાસી ઊડી ધૂમાધૂમ છે.

## ૧૦, આ વિરહમાંની ફિલસુફી

આ વિરહમાના તત્વચિંતનના મુખ્ય લક્ષણ બે છે, ૧ તે ફિલસુફી વેદાન્તગ્રન્થોના અભ્યાસજન્ય નથી, પણ અન્તરના અનુભવજન્ય છે, ૨. તે ફિલસુફીનો કવિની કવિતા સાથે ગગાયમુના સમો ઓતપ્રોત સંગમ થયેલો છે. છતા કોઈ પણ પટના રૂપેરી તાણા ને સોનેરી વાણા ઉભય ભિન્ન ભિન્ન પારખી શકાય, તેમ કવિની કવિતા ને ફિલસુફીનાં યે નિરનિરાળાં દર્શન કરી શકાય. હિમાલય એકલશૃંગી નથી, તેમ હિન્દમાંની ફિલસુફી પણ અનેક શિખરવન્તી

છે. ષટ્ દર્શનકાર, ચાર ભાષ્યકાર, અનેક સંપ્રદાયપ્રવર્તકોઃ એ સહુના પ્રવાહ, એક બ્રહ્મસાગર ભણી વહેતા અનેક નદ સમા, એકલક્ષ્ય ને એકદૃષ્ટ છતાં, જૂજવા છે. એ સર્વમાંથી મસ્ત કવિ શાંકર મતના કેવલાદ્વૈત સંપ્રદાયના અનુયાયી ગણાય છે. બ્રહ્મસ્વરૂપના વિષયમાં કવિ Transcendental-બ્રહ્માંડઅવશેષ બ્રહ્મવાદી છે.

જાગી રહી એ જ્યોત હુંમાં તુંમાં આભમાં;
પૃથ્વીમાં ઓતપ્રોત, બ્રહ્માંડ પાર, બેહદ બધે.

બ્રહ્માંડઅવશેષ બ્રહ્મ, કવિને મતે, માત્ર ' દશાંગુલ ' જ નથી, પણ ' બેહદ ' છે. સૃષ્ટિના અસ્તિત્વની બાબતમાં કવિ અજાતવાદી છે. જગત્ અસત્ય છે, ત્હેમને મતે, માત્ર કલ્પના જ છે, વન્ધ્યાપુત્રનો વિસ્તાર છે. ' એ દૃશ્ય ત્હારી દૃષ્ટિનું નથી માન્ય થયું સાચાં વિશે. ' છતાં જીવાત્માના પુનર્જન્મ ને જન્માન્તરની યાત્રાઓ વિશેના કવિના સિદ્ધાન્તો પ્રકાશ ભાગના ૨૭ મા ખંડમાં ઉચ્ચ રસિકતાવાળા કવિત્વથી વર્ણવાયેલા છે. એ યાત્રાને અંતે, મુક્ત અવસ્થામાં, આત્માપરમાત્માનું કવિ અદ્વૈત માને છે. પરમાર્થ અને સ્વાર્પણની ભાવનાઓ યે આ વિરહમાં છે, છતાં To live in God-બ્રહ્મજ્યોતિમાં જીવન એ ભાવ ઉપર જેટલો ભાર મૂકાયો છે, તેટલો To live for God-બ્રહ્મપરાયણ જીવન ઉપર મૂકાયો નથી. ઉપરાંત

મુખે અદ્વૈત ઉચ્ચારી, લહી મનથી પૂરૂં, કિસ્મત !
કવિતા આ બકાવાનું કર્યું ત્હેં દ્વૈત કાં ? કિસ્મત !

કેવલાદ્વૈત વાદના આપણા સમર્થ ઉદ્બોધકને જે એ ઝીણી ને રસિક દ્વૈતશંકા દર્શાઈ હતી એવી યે કાંઈ દ્વૈતશંકા કવિને પડી લાગતી નથી. સકલ ને સમગ્ર ચિન્તનવ્યાપારના સનાતન આધારરૂપ, કવિને મતે, અદ્વૈત એ એક જ સ્થંભ છે.

## ૧૧, આ વિરહમાંની ખામીઓ

આવા રસભરપૂરને મનોવેધી કાવ્યમાં યે ખામીઓ નથી એમ નથી. અમૃતસ્રોતરવી ચન્દ્રરાજમાં યે લાંછન છે; નકલંક નામ એક પરબ્રહ્મનું. સહુ કલાવિધાયકના કલાવિધાનમાં મુખ્ય બે વાતો જોવાની હોય છેઃ ૧. સમગ્ર ચિત્રની ભાવનાઃ ૨. એ ભાવના પ્રત્યક્ષ કરવાની આલેખનકલા. કેટલાક કલાવિધાયકોની કલ્પનાકલા, હાથીની સૂંઢની પેઠે, સોયથી માંડી તરૂવર સુધી ન્હાનું મ્હોટું સર્વધારક હોય છે; ને બીજા કેટલાએકની એ કાવ્યશક્તિ, આભલાંની પેઠે, આકાશઉદરમાં જ રમનારી હોય છે. ત્રિભુવન કવિની કાવ્યપ્રતિભા બીજા પ્રકારની છે. ભાવનાની વિશાળતા છે, કલ્પનાનાં પૂર ને વેગ ઉભય મ્હોટા છે, છતાં ઇંગ્રેજ કવિ ટેનિસનની કલામાં જે જડિયાની ઝીણવટ છે, પ્રત્યેક ચરણુમાના શબ્દમણિને પહેલ પાડવાનો—ઓપ આપવાનો જે કાવ્યવિવેક છે, તે ત્રિભુવન કવિમાં નથી. એમની કવિતવિદ્યુતના ચમકારને બ્રહ્માંડ આરપાર વીંધી માપવા મથવું, કે નિરવધિ બ્રહ્મોદધિમાં ઝંપલાવવું, સુગમ ને પરિચિત છે; પણ તે પ્રયતાત્મન નથી થઇ, ને તેથી જગતભવનોમાં ઉતરી જનવાસના ખંડખંડને નથી અજવાળતી. મહદાકાશ-

માં વિચરતી તે મહાશક્તિ અણુઆકાશમાં ઉતરવાની ના પાડી દૂર જ ઉભી રહે છે. મહાકાવ્યની વિરાટભાવના મસ્ત કવિની મસ્ત પ્રતિભાને અગમ્ય નથી; પણ શબ્દેશબ્દને, મોતીના દાણાની પેઠે, ઉજ્જ્વળ કરી કાવ્યપંક્તિઓમાં પરોવવાની, અર્થેઅર્થના અણુપરમાણુમાંનાં અન્તર્વાસી તેજ પ્રગટાવવાની કલાસૂક્ષ્મતા ત્રિભુવન કવિમાં નથી. આ કારણથી કવિ પોતાના કવિત્વના તપોબળથી જે રસભવન સરજે છે તે સર્વાંગસુન્દર રાજમહેલ જેવું નથી, પણ પ્રમુખઅંગસુન્દર ને ભવ્યદર્શન પર્વતશૃંગ જેવું છે. ત્રિભુવન કવિ સ્થપતિ છે, પણ શીલ્પી નથી: ને તેથી તેજસ્વી આરસની છતાં યે, એમની શબ્દશિલાઓ ખડબચડી રહે છે, અને કાવ્યના ચોક, પ્રભાવન્તા ને મનોહર છતાં યે, કેટલેક સ્થળે ખૂંચે છે. કવિની છન્દરચના પણ આવા જ પ્રકારની ખડબચડી છે. કવિતા તો કવિના જીવનપ્રકાશનું પરાવર્તન છે, અને અહીં પણ કવિની પ્રકૃતિ જ પ્રગટી વિકાસ પામેલી છે. મૂળ સ્વભાવે મહામૂલ હીરલો છતાં સંસ્કૃતિ કે સંસ્કારના પાસા કવિને જ પડેલા નથી, ને એ અસંસ્કારિતા ત્હેમની પ્રતાપવન્તી કવિતામાં પણ પ્રર્વતે છે. કવિમાં અને કવિની કવિતામાં કુદરત છે, પણ કલા નથી.

## ૧૨, ઉપસંહાર

ગયા શતકમાં દિશાકાલના અન્તર ઘટવાથી, ને ઇંગ્રેજ પ્રજા સાથેનો સંબંધ ઘટ્ટ થવા 'પછી આર્યાવર્ત' સરોવર મટી ગયું છે, અને અનેક પ્રજાસરિતાથી

પોષાતો મનુષ્યજાતિનો જે મહાનદ બ્રહ્મોદધિ ભણી વહે છે તે નદના મહાપ્રવાહમાં આર્યસંસારસરિતાનો યે સંગમ થયો છે. જગતના રંગ હિન્દને વ્હડતા જાય છે, ને હિન્દનાં રંગછાંટણાં જગતને યે છંટાય છે હિન્દના સાધુઓ અને તત્ત્વજ્ઞાનીઓ, હિન્દના રાજનીતિવેત્તાઓ અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ, તેમ જ ચિત્રકારો અને કવિઓની પ્રતિભાની પણ પરીક્ષા, હિન્દના હીરામોતીમાણેકનાં પાણીની પેઠે, જગતના ઝવેરીઓ સન્મુખ જ હવે થશે. મનુષ્યજાતિના જીવનવ્યાપારની એકતાની અસર આપણા સંસારની સર્વ કક્ષાઓમાં દર્શાય છે, અને સાહિત્યપ્રદેશમાં યે એ લેવડદેવડ શરૂ થઇ ગઇ છે. ભાષાન્તરોથી વિશ્વસાહિત્યની આયાત અને મૂળ ગ્રન્થોથી આપણી યત્કિંચિત આત્મસમૃદ્ધિની જગતના બાઝારમાં નિકાસ થવા માંડી છે. એ જગત્પ્રવૃત્તિની ગતિમાં ગુજરાત પણ વહેવા માંડ્યું છે એની સાક્ષી-જોઇતી હશે તો—રૂના ઘઉંના કાપડના ઝવેરાતના ગુર્જર વ્યાપારીઓ પૂરશે. ગુજરાતને કંઠે મોતી પાકે ત્હેની જગતના ઝવેરીઓ આજ કીમત આંકે છે, તેમ આ વિરહનું યે માત્ર આપણે જ મૂલ મૂલવવાનું નથી. મહાકાવ્યો કંઈ નિત્ય નિત્ય નથી નીપજતાં, તેમ આ કાવ્યે કોઇક દેવચોઘડિયાની પ્રેરણામાંથી જન્મેલું છે. સહુ સંપ્રદાયીઓની પેઠે વેદાન્ત સંપ્રદાયના સંપ્રદાયીઓ પણ એમ જ માને છે કે જગતનો આધ્યાત્મિક ઉદ્ધાર પોતાના સાંપ્રદાયિક તત્વજ્ઞાનથી જ છે. સાંપ્રદાયિક મર્યાદાસત્યોની પેઠે એ મતમાં જે સત્યાસત્ય હો તે હો, પણ એટલું તો છે જ કે શંકર ભગવાનનાં પ્રાચીન સત્યોને ત્રિભુવન કવિએ

પોતાની તેજસ્વિની કવિતાના રસજ્યોતિથી ફરી જ્યોતિવન્તાં કીધાં છે. મસ્ત કવિની કવિતામાં જોમ છે, કલ્પનામાં વેગ છે, ભાવનાં પૂર વિશાળ ને ઉંડાં છે, રસનાં મસ્તી અને તોફાનની ધુમાધુમમાં યે પરમ શાન્તિની ઉત્કંઠા ને અભિલાષા છે. કોઇ કેસરીને હૈયામાં બાણ વાગે, ને પછી હૃદયશોણિતથી આંકડા આલેખતો વનમાં વિચરે, એમ કવિએ આ વિરહ હૃદયના રૂધિરને અક્ષરે આલેખેલો છે. આત્માને નિચોવી નિચોવી એ નિચોવણનાં અમૃતથી આ વિરહની અશોકવાટિકા કવિએ સીંચી સીંચી ઉછરેલી છે. કાળજાના ઘા જેમને વાગ્યા છે, હૈયાનાં દર્દ જેમણે દીઠાં છે, આત્માની ઉદ્ધારક વેદનાઓ જેમણે અનુભવી છે, તે અનુભવરસના રસિકો તો આ વિરહની દાહમજામાં પરમાનન્દ જ માણશે, અને જેમ અગ્નિશિખા હવિષાન્ન દેવલોકમાં લઇ જાય તેમ, એ અગ્નિની શિખાઓ ઉપર ઉડતાં ઉડતાં યે, કવિની પેઠે, દેવભૂમિનાં દિવ્ય દર્શનની પરમ પ્રાપ્તિ સાધશે. ફિલસુફી કવિતા કે ધર્મની સકળ પ્રવૃત્તિપરંપરાનું એ જ પરમ વિશ્રાન્તિભવન છે, ને સર્વ પ્રયતાત્મન્ મુમુક્ષુઓને ત્હેની પ્રાપ્તિ સિદ્ધ થશે.



# કવિ બુલાખી

## કવિજન્મોત્સવ, શ્રી ઉદીચ્ય આદર્શ મંડળ

સં. ૧૯૭૯, આસો વદી ૧૦, રવિવાર, અમદાવાદ



જતાં બુલાખી ગુજરાત ઝાંખી.

સાહિત્યરસિક બ્રહ્મસન્તાનો અને અમદાવાદીઓ !

ક્‌વ્હારેક ક્‌વ્હારેક અમદાવાદને સાહિત્યદેશ સાંભરી આવે છે ખરો. આજ આટઆટલે વર્ષે, અવસાનતિથિ પછી ૩૭ મી દીવાળીએ, કવિ બુલાખીને અમદાવાદ સંભારે છે એ જોઇને આનન્દ છું. અમદાવાદ પોતાનો ભૂતકાળ ને ભવિષ્યકાળ જરા વધારે ઝાંખતું થાય તો સારૂં. અમદાવાદે વિસારવું ઘટતું નથી કે વ્યાકરણમાં યે ત્રણ કાળ છે, ને સંસારમાં યે ત્રણ કાળ છે.

મ્હારા કરતાં આપણા સાહિત્યના અધિકા અભ્યાસી આજ પ્રમુખપદે હોત; પણ તે બીમાર છે. પ્રભુ એમને આરોગ્ય ને દીર્ઘાયુષ્ય આપે. કેશવ હર્ષદ ધ્રુવ આજ કહી શકત એ મ્હારે અશક્ય છે. સાહિત્યદેશે કેશવ ધ્રુવ આપણી રત્નખાણ છે.

આજના ભાષણકર્ત્તાને મ્હારા ધન્યવાદ છે. એમના શબ્દો બોલે છે એથી એ ભાષણમા વધારે છે. ખંત અભ્યાસ સંશોધન વિચારણાવન્તું, ભક્તિભાવભર્યું, સાક્ષરશોભતું એમનું વ્યાખ્યાન છે. ગુજરાતી સાહિત્યનો અભ્યાસ હમણાં હમણાં આછોતરો થાય છે. સરકારમા એવુ હશે–પરદેશી છે. પણ સ્વદેશી અને ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપવાને નીકળેલી ગુજરાત વિદ્યાપીઠમાં યે ગુજરાતી સાહિત્યના નીરક્ષરો કુલપતિ કુલનાયક ને આચાર્યને સ્થાને છે!

શા શાં સ્મરણો જગાડે છે આજનો સમારંભ! આજ દલપતશિષ્યનો સાહિત્યોત્સવ છે, પા પગલી કરી કરી કવિતાદેશે મ્હને પ્રથમ પગલીઓ ભરતાં શીખવનારનો આજ સ્મરણસમારંભ છે. દલપતશિષ્ય કવિ બુલાખીએ કાવ્યકલાની મ્હને પ્રથમ પ્રેરણા પાઇ હતી. આજના સાહિત્યોત્સવમાં મ્હારે તો બમણી લ્હાણ છે.

ઈસ્વી ૧૮૭૫ ની આસપાસ મુંબઇની શારદાપીઠનો પ્રથમ ફાલ ગુજરાતે ઉતર્યો; મણિલાલ નભુભાઇ, છગનલાલ પંડયા, હરિ હર્ષદ ને કેશવ હર્ષદ ધ્રુવ, ગોવર્ધનરામભાઈ. રણછોડભાઈ ઉદયરામ, ઝવેરીલાલ યાજ્ઞિક, મનઃસુખરામભાઈ ત્હારે નડિયાદના સાહિત્યાચાર્યો હતા. અમદાવાદમાં મહીપતરામ ને ભોળાનાથ હતા. સૌના ઉપર આભની પેઠે સાહિત્યતેજ ત્હારે પાથરતા હતા દલપતરામ. એમનાં બાલકોનાં બાલકોના બાલકો આજ ગણાવાયાં.

અમદાવાદના સાહિત્યઇતિહાસનું એક ન્હાનકડું પ્રકરણ આજ વંચાયુ. મ્હેં યે યથાવત પૂર્વે ન્હોતું સાંભળ્યું–

જો કે બાલ્યકાળમાં કંઈક કંઈક ભણકારા સાંભળ્યા હતા ખરા.

કવિ બુલાખીને ને મ્હારે અનેક રીતના પૂર્વસંબંધો છે. કવિનો જન્મ અમદાવાદમાં સારંગપુરની તળિયાની પોળમાં મોસાળમાં થયો હતો. દલપતનિવાસ બન્ધાયો ને દલપતરામ દલપતનિવાસમાં રહેવાને ગયા તે પૂર્વે આઠેક વર્ષ એ પોળમાં રહેતા.

બુલાખી કવિનું કાવ્યકૌસ્તુભ ન્હાનપણુમાં મ્હેં બહુ વાંચેલું; બુલાખી કવિના અનુકરણે ઇસ્વી ૧૮૯૨ ના વસન્તઆસોમાં મ્હેં પણ ચિત્રકાવ્યોથી કવિતા લખવા માંડેલી. કવિનાં એ ચિત્રકાવ્યો કાવ્યો છે; મ્હારાં એ ચિત્રકાવ્યોના લીંટા હતા.

મ્હારા પ્રથમ કાવ્યસંગ્રહમાં છપાયેલા 'પત્રવાંચન' નામના કાવ્યની પ્રેરણા બુલાખી કવિના એક શ્લોકે અર્પી હતી.

પ્યારા તણો પત્ર પ્રદેશનો લઇ,
ચાંપી હૃદે, મન્દિરમાં લઇ જઇ,
ને વ્હાલ આણી પછિ જ્યાંહિ વાંચશે,
કેવા વિચારો કરતી પ્રિયા હશે ?

બુલાખી કવિના એ રસિક પ્રશ્નના ઉત્તરનું માનસચિત્ર આલેખવાને મ્હારા કાવ્યમાં મ્હારૂં યતકિંચિત કાવ્ય ગુંજન છે.

કવિ બુલાખીનાં નિકટનાં સગાંઓ મ્હારા વડિલ અને બાળપણના મિત્રો હતા.

વળી ભુલાખી કવિ દલપતરામના શિષ્ય. દલપત-શૈલીનો વિસ્તાર ત્‍હારે ગુજરાતભરમાં હતો. ગુજરાતી સાહિત્યે નામ મૂકી ગયેલા ને ગુરુકીર્તિને વધારી ગયેલા ત્રણ પ્રધાન શિષ્યવરો અત્‍હારે સાંભરે છે; કવિ ભુલાખી, બ્રિશિયજી, અને 'પ્રતાપ નાટક' વાળા કવિ ગણપતરામ.

ભુલાખી કવિના પ્રધાન જીવનપ્રસંગો મિતાક્ષરીમાં ને સંક્ષેપે કહુછું. ભુલાખી કવિની આયુષ્યયાત્રા જ સંક્ષેપરૂપ હતી.

ઇસ્વી ૧૮૫૨ મા કવિનો જન્મ થયો હતો; ઇસ્વી ૧૮૮૬ મા કવિ દેવલોક પામ્યા. માત્ર ૩૪ વર્ષની એમની જીવનલીલા હતી.

કવિના પિતા ચકુભાઇ હવે ભોળાનાથભાઇને ત્‍હાં ગુમાસ્તી કરતા. પછી ત્‍હાં મ્હોટપણે કવિને કેટલોક સજ્જ-નસમાગમ થતો. પાચેક વર્ષના જ મૂકીને પિતા વિદેહ થયા. કવિ મોસાળની ગાદીએ બેઠા હતા, ને માતા રૂક્મિણીની પાંખમાં ઉછર્યા હતા. કુદરતદર્શનના કવિ રસિયા હતા, ને આધેડવયે સાતપૂડા સિંહાદ્રિ અમરકંટક પાવાગઢ આ-બૂદાચળ વિગેરે 'કુદરતના કીર્તિસ્થંભો'ની દર્શનયાત્રા કરી આવ્યા હતા. કવિની કાવ્યશકિત કુદરતબક્ષી હતી, ને બાળપણથી જ કવિ જોડકણાં જોડતા. અદ્‌ભુતનાં એમને આકર્ષણ આવતાં, એટલે કવિ બાળપણમાં બાજીગરના ખેલો પણ ખેલતા. અમદાવાદની મેઈલ ટ્રેનીંગ કૉલેજમાં ભણતા મિત્રોદ્વારા કવિને દલપતરામનો ને મહીપતરામનો સાહિત્યસમાગમ થયો. કવિની કુદરતી કાવ્યશકિત પછી

દલપતસમાગમે ખીલી નીકળી. કવિ કવીશ્વરના શિષ્ય થયા, અને ગણુપતરામ રાજારામ, ઋષિરાયજી, ને હરિ હર્ષદ ધ્રુવના દલપતઘેર સહાધ્યાયી થયા. નિજ કાવ્યગુરૂ વિશે કવિ લખી ગયા છે કે

> દીપાવ્યું ગુજરાતનભ દિનકર દલપતરામ;
> કાવ્યગુરુ એ કવિશ મુજ, વર વિબુધવિશ્રામ.

કવિ બહુશ્રુત હતા. સામળની વાર્તાઓ, પ્રેમાનન્દનાં આખ્યાનો, નરસિંહનાં પદો, નિષ્કુળાનન્દનાં ને બ્રહ્માનન્દનાં કીર્તનો, દયારામની ગરબીઓ, અને છેલ્લા દાયકામાં નોકરીઅર્થે નવસારીવાસ થયે નર્મદની ઉષ્માની અસરો કવિએ ઝીલી હતી. પણુ મૂળ કવિત્વઉછાળો તો કવિનો સ્વયંભૂ હતો.

કવિનો પ્રથમ ઘરવાસ સુખી ન હતો, બીજો સંસાર પરમ સુખિયો હતો ગુરુવર દલપતરામની શૃંગારરસની વ્યાખ્યા કવિને હૈયે વસી હતી, એટલે દામ્પત્યરસની ને સ્વકીયા નાયકાના શૃંગારરસની કવિતાઓ કવિ રચતા. કવિવર જયદેવની એ પદ્માવતીભક્તિ કવિ બુલાખીમાં પણુ ઉતરી હતી

ત્ય્હારના જમાનાના સુધારાના વાયુવંટોળ કવિએ ઝીલ્યા હતા, પણુ તે દલપતશૈલીથી, નર્મદશૈલીથી નહિ. અમદાવાદની ઉદિચ્યહિતેચ્છુ સભા ને ઉદિચ્યહિતેચ્છુ માસિક તે કવિની પ્રેરણાનાં ફળ હતાં. એ ઉદિચ્યહિતેચ્છુ સભાએ પછી અખિલ ભારતવર્ષીય બ્રહ્મસમાજ ભર્યો.

કવીશ્વર દલપતરામ, ગોપાળ હરિ દેશમુખ, મહીપતરામ, અંબાલાલ સાકરલાલના પ્રમુખપદે અમદાવાદની હિમાભાઇ ઇન્સ્ટીટયૂટમાં કવિ પોતાનાં કાવ્યભાષણો લલકારતા. બત્રીસાની રેલે અમદાવાદને ન્હવડાવ્યું ત્યહારે કવિએ ગાયું હતું કે

સાભ્રમતી શ્રીપુરમાં કોપી, ગુસ્સે અધિક ભરાણી;
ફરી વળ્યાં સહુ કોટ જ કેરા પત્થર ઉપર પાણી.

કવિમાં સ્વદેશીની પ્રેરણા દલપતરામની હુન્નરખાનની ચ્હડાઇએ પ્રગટાવી હતી. અંબાલાલભાઈને પ્રમુખપદે એકદા કવિએ સ્વદેશી વિશે ભાષણ કીધું; અંબાલાલભાઇ એ ભાષણ સાંભળી કવિ ઉપર પ્રસન્ન થયા; કવિને નોકરી અર્થે નવસારી લઇ ગયા. પછી તો નોકરીપ્રસંગે ગાયકવાડીના ત્યહારના અગ્રેસરો ત્ર્યંબકરાયભાઇ, લાલજીભાઈ, હરગોવિન્દદાસ કાંટાવાળા, મણિભાઇ જસભાઈનો કવિને સમાગમ થયો. કવિની કવિતા ત્યહારે, એમના જોબનની પેઠે, પૂર બહારમાં ખીલી રહી હતી. ભરતીનાં મોજાં આવે એમ કાવ્યો પછી કાવ્યો રચાતાં. પણ પછી એકદા પૂર્ણા નદી પૂરે ચ્હડી; જગન્નાથ કવિને ન્હવરાવવાને ગંગા સો પગથિયાં ચ્હડી હતી તેમ પૂર્ણા કવિના ઘરમાં ફરી વળી; ને કવિની કેટલીક કવિતાઓ લઇ ગઇ!

નોકરીવશાત્ કવિને કેટલાક કડવા અનુભવ થયા હતા; અને કવિના નીડર સ્પષ્ટવક્તાપણાને કારણે એ કડવાશ કટુતર થઇ હતી. ત્હો પણ જ્યહાં જતા ત્યહાં કવિને સાહિત્યમિત્રમંડળ મળી રહેતું, ને કાવ્યાનન્દમાં કવિ મસ્ત રહેતા.

કવિજીવનનો છેલ્લો પ્રસંગ અતિકરૂણ છે. જીવ્યા હોત તો વડોદરાના રાજકવિ થાત તે કવિ ઇશ્વરી દરબારમાં રાજકવિ થવાને સિધાવ્યા.

ઈસ્વી ૧૮૮૯મા કવિનો ને મહારાજ સયાજીરાવ ગાયકવાડનો સાહિત્યસમાગમ થયો પછી મહારાજ નવસારી પ્રાન્તમા રાજમુસાફરીએ નીકળ્યા ત્યહારે શ્રીમન્તે કવિને રાજસ્વારીમા સંગાથે રાખ્યા હતા કવિએ નિજ કવિતાથી શ્રીમન્તને હદએહદના રીઝવ્યા મહારાજની ઉગતી જુવાની હતી, કવિ યે જોબનજોધ કવિ હતા બુલાખી કવિને વડોદરાના રાજકવિપદે સ્થાપવાનું રીતસરનુ ટિપ્પણ થયુ. સયાજીરાવ મહારાજના ઘણા યે 'રીતસરના ટિપ્પણ' ટિપ્પણ જ રહ્યા છે, અને વડોદરાના રાજકવિનુ યે ટિપ્પણ જ રહ્યુ વડોદરના ભાગ્ય નહિ હોય કે સસ્થાનને રાજકવિ સાપડે. મહારાજ વડોદરે પાછા પધાર્યા ને કવિ નવસારી ગયા. તે જ રાત્રીમા અકસ્માત કવિ પડી ગયા, ને પડતા જ અવાચક થઇ ગયા કવિની વાચા પછી ઉઘડી જ નહિ અમદાવાદથી સગાંવ્હાલાઓ દોડી આવ્યા, ને ભરમન્દવાડમાં કવિને અમદાવાદ લઈ ગયા. ત્યહા, વતનને ખોળે, કવિએ સંસાર સમેટી લીધો ને દેહ છોડયો કવિના અધૂરાં રહેલાં કાવ્યો પછી મિત્રોએ પૂરા કીધાં. આઘાત પામેલા સુહૃદોએ ગાયું કે 'જતા બુલાખી ગુજરાત આખી' બે જણને ખોટ અણપૂરી રહી, એક કવિપત્ની વીજકોરને, અને બીજી સયાજીરાવ મહારાજને. સયાજીરાવ મહારાજને પછી આજ અર્ધી સદી સૂધી રાજકવિ સાપડયો નથી મહારાજનુ પેટું

ટિપ્પણ તે ટિપ્પણ જ રહ્યું છે.

પહેલી પચ્ચીસી પૂરી કરતા એ રાજવીનો અને દલપતનર્મદના ગુણાંકિત જોબનઉછળતા કવિનો સુયોગ થયો હોત તો–પણ આભની ગુફા સમી કાળની ગુફા ઉત્તર આપવે મૌન જ છે.

કવિ બુલાખીની કાવ્યખિલાવટ પૂરેપૂરી થઈ ન હતી. પાત્રીસમે વર્ષે કવિનું દેહાવસાન થયું હતું. ત્હો ય કવિની કવિતા જોમદાર, તેજસ્વી, અન્તરના ઉછાળા મારતી, હતી. ગ્રન્થોના વાંચનમાંથી કવિની કવિતા ન્હોતી જન્મી; વીરમગામના પેલા પાતાળકૂવાની પેઠે, કવિની કવિતધારાઓ અન્તરમાંથી ને અન્તર્હાંઝમાંથી ઉછળતી.

અમદાવાદમાં દલપતશાળામાં બુલાખીરામે કવિજીવન આદર્યું હતું. પછી નવસારી કઠોર મહુવા–એમ સૂરત ભણીના નોકરીવસવાટથી નર્મદની અસરો પણ કવિ પામ્યા હતા. પછી કવિ શૃંગારની ને વીરરસની કવિતાઓ લખતા. પણ નર્મદઅસરે કવિની ગુરુપ્રસાદીની દલપતપવિત્રતા ધોવાઈ ગઇ ન્હોતી. બુલાખી કવિનો શૃંગારરસ સ્વકીયા નાયકાનો છે.

કવિના એ કાવ્યવિકાસમાં વ્યક્તિવિકાસનું ને પ્રજાવિકાસનું સાચું સૂત્ર છે. એક જ શૈલીના કિલ્લાકોટમાં પૂરાઇ ન રહેતાં નિરન્તરનો વિકાસ એ તો ઉત્તમતાનું ને ઉદારભાવનું લક્ષણ. અને અનેક દેશે ભમતાં છતાં મૂળ પવિત્રતા ન ધોવાઇ જાય એ કવિનો પાકો જીવનરંગ હતો.

જીવનની' પાંખ સમી પવિત્રતાને ખોવી એ પુરૂષની ઉન્નતિ નથી, અવનતિ છે.

Evolution એટલે અખંડ વિકાસ; અને Excelsior એટલે અનન્તની ઉર્ધ્વયાત્રા. પ્રજાઓ ને વ્યક્તિઓના એ કલ્યાણપન્થ છે.

હમણાં હમણાં સાહિત્યની ક્ષિતિજે બે શુભ ચિહ્નો ઝંખાય છે. એમના ઉદય અવરોધાશે નહિં ત્ય્હાં ત્ય્હાં સાહિત્યનો મધ્યાહ્ન તપશે.

એક તો એ કે આપણે ત્ય્હાં સાહિત્યપૂજા વધતી જાય છે. ' ૨૦ માં દલપતશતાબ્દિની નગરસભાઓ, પછી સૂરતમાં નર્મદચિત્રસ્થાપન, વડોદરે પ્રેમાનન્દજયન્તી, મુંબઈમાંની કાન્તઅવસાનના અવસરે મળેલી સાહિત્યવિલાસીઓની સભાઃ એ સહુને હું તો સાહિત્યદેશનાં શુભ ચિહ્નો માનુ છું.

બીજું Bureaucracies ના વિરોધના આ જમાનામાં સાહિત્યની Bureaucracy ના કિલ્લાકોટ પણ પડી ભાગ્યા લાગે છે. અમુક Clique નો ઇજારો ક્ય્હારનો સમેટાઈ ગયો છે. નહિ તો અમદાવાદમાં કવિ બુલાખીની વળી આ સ્મારકસભા કેવી ?

અવદીચ રાજાઓને ઇતિહાસનુ એક સ્મરણ કરાવી સમાપ્ત કરીશ

આજથી હજારેક વર્ષ ઉપર ગુર્જરાધિપતિ મૂળરાજ મહારાજે ઉત્તરાવસ્થામાં યજ્ઞસમારંભ આદર્યો, અને આપના

વડિલોને ઉત્તરમાંથી ન્હોતર્યાં. ગંગા યમુના ને સરસ્વતીને તીરે-થી અને બ્રહ્માવર્તમાંથી સહસ્ત્ર ઋષિઓ ત્હારે ગુજરાતે પધાર્યાં. એ ઋષિવરોનાં સન્તાન ત્હમે અવદીચ સહસ્ત્ર. ગુર્જરપૂજ્ય ને ભારતપૂજ્ય એ ઋષિવરો વારસામાં ત્હમને ત્રિકાળ-પ્રશસ્તિ બક્ષતા ગયા છે કે उदिच्याः ऋषयः सर्वे.

ક્ષણેક અન્તર્ચક્ષુઓ અન્તરમાં વાળશો ? ઋષિવંશજો ! પોતે પોતાને જ પૂછોઃ આપણામાંથી કેટકેટલાક આજ ઋષિઓ કે ઋષિકુમારો છે ? એ વિદ્વત્તા ને એ પવિત્રતા, એ જ્ઞાનપારંગતતા ને એ ધર્મપરાયણતા, એ અખંડ અ-ગ્નિહોત્રના અગ્નિદેવ આજ કોને કોને ત્યહાં છે ?

સિદ્ધપુર, સિંહપુર, સ્તંભતીર્થઃ એમના ઇતિહાસો ઉકેલો. અવદીચો જઇ વસતા ત્યહાં તીર્થ મંડાતાં.

આજ કેટકેટલાને પગલે તીર્થ મંડાશે ?

બ્રાહ્મણો ! એક જ બ્રહ્મવેણ ભાખું છું: હતા ત્હેવા ઋષિવરો થાવ.

બ્રાહ્મણત્વના ઉદ્ધાર વિના હિન્દુ સંસારનો ઉદ્ધાર નથી.

## ગીતકવિ લલિતજી

### એમના બે કાવ્યસંગ્રહોની પ્રસ્તાવનાઓ

### ૧૯૧૨ અને ૧૯૩૨

### ૧

'લલિત' નુ નામ કેટલાંક વર્ષોથી ગુજરાતને પરિચિત છે અને ત્હેમનાં કાવ્યો ઘણાંને પ્રિય છે. બહુ વાટ જોવરાવ્યા પછી આજે એમનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયેલો નિહાળી ઘણાંને આનંદ થશે.

ઈ. સ. ૧૮૯૭ માં રા. રા. જન્મશંકર મહાશંકર બુચ-લલિતનું એક કાવ્ય 'સુદર્શન' માં પ્રથમ છપાયુ. ત્હાર પછી આજ સૂધીની પંચદશીમાં જૂદાં જૂદાં માસિકોમાં ત્હેમનાં ઘણાં કાવ્યો છૂટાં છૂટાં વેરાયેલાં છે. ઇ. સ. ૧૯૦૪ મા ભવભૂતિના ઉત્તમરામચરિતની છાયાવાળું સીતાવનવાસ નામનુ એમનું લખેલુ નાટક કાઠિયાવાડમાં ભજવાયુ હતું, અને ત્હેમાનાં ગીતો છપાયાં હતાં. ગોવર્ધનરામભાઇની અને પ્રો. ગજ્જરની સૂચનાથી સ્નેહમુદ્રા ઉપર એમણે એક વાર્તિક લખવા માંડયુ હતું. એમનો અપ્રસિદ્ધ કાવ્યભંડાર તો મ્હોટો છે, ત્હેમાંથી આ પુસ્તકમાંની તો મ્હોટે ભાગે ગીતમાલા જ છે.

સદ્ગત સાક્ષરોમાં ગોવર્ધનરામભાઈનો તથા કલાપીનો લલિતને પ્રસંગ પડયો હતો, અને તે સાક્ષરોની છાયા લલિતનાં કેટલાંક કાવ્યોમાં તરે છે. ભગવતી મીરાંના ભજનોની પ્રેરણા પણ કેટલાંક ભજનોમાં છે. ભૂતકાળનું ઋણ સૌને માથે હોય છે, ને લલિતને માથે પણ છે. કવિતા દેવીના પૂજનાર્થે જતાં, સરસ્વતીમન્દિરનાં પગથિયાં ચ્હડતાં ચ્હડતાં, પગથિયે પગથિયે બેઠેલાં કંઇ કંઇ માળી અને માળણની છાબોમાંથી પુષ્પો અને પુષ્પોના પરાગ, સૌની પેઠે, લલિતે પણ લીધાં છે, અને પોતાને ઘેરથી લાવેલી કુંકુમઅક્ષતની પૂજનસામગ્રી ભેગાં દેવીને ચરણે અર્પ્યાં છે. લલિતના કાવ્યછોડ ઉપર આશપાશના તરૂવરોની છાયાઓ પડેલી છે, છતાં તે છોડનાં ફુલડાંઓનાં રંગ ને સુગન્ધ તો પોતાનાં જ છે. તેમના કવિતપરાગનું લલિત ને મનોહર વ્યક્તિત્વ આ સંગ્રહમા તરવરે છે જ.

લલિતના આત્મતત્ત્વનો પ્રથમ અંશ આ સંગ્રહના અર્પણના કાવ્યમાં સુસ્પષ્ટ છે.

> જનની! તાત! ને બ્હેન! બન્ધુ હો!
> સહચરી! સખા! બાળુડાં અહો!
> ગૃહ કુટુંબ ને દેશ વિસ્તર્યા:
> પ્રિય જનો! ત્હમે અન્તરે વસ્યાં.

માતા પિતા બન્ધુ ભગિની ધર્મપત્ની મિત્રો બાળકડાંઃ એમના મૃદુ અને સુન્દર ગૃહભાવ લલિતનાં ઘણાં અને સારાં કાવ્યોનો આત્મા છે. 'પ્રિય જનો' લલિતને મન

'દેવદેવી શાં' છે. પ્રિયજનોને જ 'નયનને અમી' લલિતના 'પ્રાણ પોષાયા' છે. એકદેશી સ્નેહનાં કાવ્યો અને નવલકથાઓના આ યુગમાં 'બ્હેનના બોલ,' 'બ્હેનના આંસુ,' 'મા તે મા,' 'માબાપની સેવા,' 'ભાઇ ને બ્હેન,' એ અને એ કોટિનાં કાવ્યો વિશાળ અને ઉદાર કુટુંબવાત્સલ્યનું સ્મરણ કરાવે છે.

> આવી રૂડી લીલૂડા લીમડાની છાયા;
> એવી મ્હારા માવતરની માયા. લોકગીત.

લલિતને કુટુંબનિંબની લીલી ને મીઠી છાયા શીતળતા અને આરોગ્યવર્ધની મળ્યાં છે, તેમ જ હિતકર કડવાશે મળી હોય એમ ભાસે છે. નહિ તો સમર્પણનો ઉલ્લાસ લલિત છન્દના પ્રલંબ સૂરોમાં ન ઉતરત. મીઠાશની જ મન્ત્રિ ન હોય. કડવાશ અનુભવ્યા છતાં યે હૃદયઉષ્મા ઓસરે નહી, એ દર્શન વિરળ ને વંદનીય છે.

અને એ લલિતનાં કાવ્યોનો બીજો સત્અંશ છે. "ઘા સુખિયે દુઃખિયાંની" એવા દુઃખના અનુભવ ને પોકાર છે, "કુમળાં દિલને ન દૂભવજો રે" એવી આરતી છે, છતાં ઉરનો ઉમળકો તો જેવો ને ત્હેવો જ છે. લલિતને મન "આંસુડાં તો કેસુડાં" છે. 'સન્તન મનભરિયાં મળજો રે અંતરને મંદિર' એવી વાંછા એમને સદા રહે છે, અને "કુમકુમને પગલે પાવનિયાં એવાં પ્રભુજનિયાં" ને ચરણે હૃદયનાં ફૂલ નહિ તો "ફૂલની પાંખડી" યથાશક્તિ અર્પવા તે હમેશાં સજ્જ છે

લલિતના આત્મતત્ત્વનુ ત્રીજું કિરણુ ઉજળું છતાં સૂક્ષ્મ છે. કોઇને મહાભારતરામાયણુના દુન્દુભિનાદ રૂચે છે, તો કોઇને કાલિદાસની મનોહારી સુન્દરતા કે ભવભૂતિની સૂક્ષ્મદર્શી સુકુમારતા ગમે છે. સિતારની રમઝટ જામી હોય ત્હેમાં કોઈ આનન્દ માને છે; તો જેમ સિતાર ધીમો વાગે, જેમ ત્હેના તાર મન્દ ને કુમળા બોલે, જાણે જળનાં કણુ ટપકતાં હોય એવો કુમાશવાળો શબ્દ, પવનની ધીરી લહરી સમો, સ્ફુરે: એ કોઇને પ્રિય હોય છે. લલિતનાં કાવ્યોમાં દુન્દુભિનાદ નથી, સૂરાવલિની રમઝટ જામી નથી, પણુ સ્નેહના શ્વાસોચ્છવાસ સમી સુકુમારતા છે. વનઘટામાં ઊંડી ઘેરાયલી કોકિલા ધીરૂં-અતિધીરૂં સુકોમળ ટહૂકે, એવો લલિતનાં કેટલાંક કાવ્યોનો ટહૂકો છે. પર્વતમાંથી નિચોવાઇ નિચોવાઇ જળધારા ટપકે તેમ એમની શબ્દધારા ટપકે છે.

લલિતનાં કાવ્યોનું લાલિત્ય શબ્દોને લડાવવામાં, લય કે ધૂનની પસંદગીમાં, અને ભાવપ્રદર્શનની શૈલીમાં છે. જેવાં ભાવનાં ઝરણુ કુમળાં છે ત્હેવાં ગીતલય અને ગીતોમાંની પદાવલિ પણુ સુકુમાર છે. લલિતનાં વ્યક્તિત્વવાળાં કાવ્યોમાં લાલિત્ય પ્રધાન ગુણુ હોવો જોઇએ અને છે. 'ના, હો નાથ! ના હો ના હો" "શાંત થાવ, સ્વસ્થ થાવ" "વસમી એક વિદાય" એ પદોની કુમાશ ઓર જ છે.

પણુ લલિતના ગુણોમાં જ એમની સીમાઓ રહેલી છે. એમના ભાવનાં ઝરણુ સૂક્ષ્મ છે, પણુ વર્ષાકાળનાં પૂર સમાં વિશાળ નથી; એમનો પ્રિય શબ્દ "લગીર" છે-મહા નથી;

વામન અને વિરાટ ઉભય સ્વરૂપ હજી તે ધારી શકતા નથી. એમનું ઉર "આળું" છે ને મન "મોળું" છે. આ ગીતસંગ્રહમાં ઉરની ઉમદા ઉર્મિઓ છે, છતાં વિચારની તો ઉણપ જ છે. Poets are the heralds of philosophy એ વર્ડ્ઝવર્થનું સૂત્ર, "જ્ઞાન એ કવિતાનો આત્મા છે" એ ગોવર્ધનરામભાઇનો સિદ્ધાંત, કે કવિ એટલે દ્રષ્ટા એ ગીતાઉપનિષદ્‌માંનું અર્થરહસ્યઃ હજી લલિતની દૃષ્ટિમાં ઉતર્યાં લાગતાં નથી. લલિતની નૌકાને શઢ ર્‌હડ્યા છે, પણ મંઝી નીરમ નથી. ત્‍હેમને સંસારના અનુભવ થયા છે, મન્થન ચાલે છે, પણ માંખણ હજી ઉતર્યાં નથી.

લલિતના આ કાવ્યસંગ્રહનું આવું સ્વરૂપ છે. અધુરા પણું–ને કોણ અધુરૂં નથી ?–છે, છતાં લલિતનાં કાવ્યો ગુજરાતે સત્કાર્યાં છે અને સત્કારશે; કારણ કે ત્‍હેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય અને લાડ છે. ગુજરાત એમની ભણી આશાની આંખે જોતું આવ્યું છે ને જૂવે છે. આવી રૂડી સૌરભવન્તી અન્ય પાંખડીઓના જેમ જ પ્રફુલ્લ પુષ્પોના યે હજી ગુજરાતને અભિલાષ છે.

મ. ૧૯૬૮, ચૈત્રી પૂર્ણિમા; રાજકોટ

૨

કવિ લલિતજીએ આ સંગ્રહનું નામ "લલિતનાં બીજાં કાવ્યો" રાખ્યું છે, પણ આ એમનો ત્રીજો કાવ્યસંગ્રહ પ્રકટ થાય છે. પ્રથમ સંગ્રહ ઈ. સ. ૧૯૧૨ માં છપાયો હતો. બીજો સંગ્રહ ઇ. સ. ૧૯૧૪ માં છપાયો

હતો. આજ અઢારે વર્ષે એમનો આ ત્રીજો કાવ્યસંગ્રહ છપાય છે. પોતે એમ કહે છે કે એમનાં પત્નીના દેવ થવા પછીનાં દશેક વર્ષ એમનાં મૂર્છામાં ગયાં છે.

૧૯૧૨ ના પ્રથમ કાવ્યસંગ્રહની પ્રસ્તાવના મેં લખી હતી. લલિતજીની કવિતાનો ગુણવિસ્તાર પણ ત્યારે કહ્યો હતો ને સીમાઓ પણ કહી હતી કાવ્યવિવેચનાની તુલાનાં પલ્લાં સમતોલ રાખ્યાં હતાં એમ આજે ઘણાં કહે છે. વીશી વીત્યે લલિતજીનાં કાવ્યોનું પુનરાવલોકન આ લખું છું.

ઇંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે એક જ વિષયનાં ત્રણ કાવ્યો લખ્યાં છે; Yarrow Unvisited, Yarrow Visited, and Yarrow Revisited. ઇંગ્લાંડ ને સ્કોટલાંડના સીમાડા સમીપની હમણુગંગા જેવી એક વેરો નાનકડી નદી છે. પ્રખ્યાત નવલકથાકાર સ્કોટે કાવ્યોમાં એનાં ગુણવર્ણન ગાયાં છે. વર્ડ્ઝવર્થ પછી જોવાને ગયા. જોતાં વેંત બોલી ઉઠયા Is this the Yarrow? દૂરથી ગિરનારનાં પ્રથમ દર્શને મ્હને પણ એમ જ થયું હતું કે આ ગિરનાર! લલિતજીનાં કાવ્યો વાંચીને એવું ઉચ્ચરનારાં પણ છે: અહો! આજ લલિત ને! એમનામાંના કંઇકને Yarrow Visited લખવાવારો આવ્યો છે, કે આવશે.

એવી ભૂલથી મેં પગરણ ન્હોતાં માંડયાં. પ્રથમ દર્શને ગુણ જોયા અને કહ્યા હતા. ઇ. સ. ૧૯૦૪ના એપ્રીલનું એ છેલ્લું અઠવાડિયું હતું. ગોંડલ પહેલવારકું જોયું, અમલદારોએ ભાવથી બતાવ્યું. વસંત ઉતરતી હતી, અને ગ્રીષ્મ

બેસતી હતી. ગોંડળમાં ત્હારે ઘણું જોયું, પણ સર્વોત્તમ દીઠું ને સુણ્યું એ ત્હાંનું લલિતમંડળ ને લલિતમંડળનુ વૃન્દસંગીત. એક રસિકજન નરઘાં વગાડતા; બીજા રસિકજન મંજીરા રણકાવતા; ત્રીજા રસિકજન તાલીશબ્દ બોલાવતા; ચોથા રસિકજન ખંજરી ઝણકાવતા; ને પાંચમા રસિકજન ગીત ઝીલાવતા. નગરઅતિથિઓનો એમ આતિથ્યસત્કાર થયો હતો. કલાવંત રસિકોની પરમ નીરાતથી બધું થામાં થતું હતું. એમ મ્હેં લલિતજીનુ પ્રથમ ગીત સાભળ્યું. આજે તો સારા ગુજરાતે એ ગીત સાભળ્યુ છે ને ત્હેને ગીતરત્ન કહ્યુ છે. સારા ગુજરાતને આજ લાગે છે, એમ ત્હારે મ્હને એ ગીતરત્ન લાગ્યુ હતું એ પછી અનેક વેળા ગોંડળ હું ગયો છું, પણ લલિતમંડળનુ એ વૃન્દસંગીત ફરી મ્હેં સાંભળ્યુ નથી કે મહ્ફીલીના એ કાવ્યરણકાનું સ્વાગત પામ્યો નથી. લલિતજીનો ને લલિતનાં કાવ્યોનો મ્હારો એ પ્રથમ પરિચય. ત્હારે જ અનુભવથી મ્હેં તો જાણ્યુ હતું કે લલિતના ગીતો તે કાવ્યો છે.

નદી કોને કહેવી ? નીલ કે ગંગા, સિંધુ કે બ્રહ્મપુત્રાના તીરવાસીને ટાઇબર કે ટેઇમ્સ ઝરણાં ભાસે. પણ ઇતિહાસ કહે છે કે ટાઇબર ને ટેઇમ્સના એ ઝરણાં કેટલીક નદીઓથી યે મ્હોટેરા છે. એમ કાવ્ય કોને કહેવું ? ભાગવત કે ફાઉસ્ટ, પ્રોમીથિયસ બાઉન્ડ કે પ્રોમીથિયસ અન્બાઉન્ડ ના વિહારીઓને હરિલાલનુ "ચિત્રદર્શન" કે કાંતનુ "વસંતવિજય" ઝરણાં ભાસે; પણ એ કવિતઝરણાં છે એ ખરૂં છે કે પ્રત્યેક જળઝરણું એ નદી નથી: પણ એટલુ

જ એ પણ ખરૂં છે કે પ્રત્યેક રસઝરણું એ કાવ્ય છે.

અને પરીક્ષક થનારા બીજો પ્રશ્ન પૂછે છે તે એ છે કે છેલ્લી વીશીમાં લલીતજીનો કાવ્યવિકાસ કેટલો થયો છે?

આ પણ સાચો તુલનાનિયમ છે? ૧૮૮૯ માં કાંતે "વસંતવિજય" લખ્યું. પછીનાં પાત્રીસ વર્ષોમાંનુ કીયું એમનુ એવું કે એથી અધિકું કાવ્ય? સ્કોટે વેવર્લી લખ્યા પછી આખી વેવર્લીમાળા લખી. આજે યે કેટલાક વેવર્લીને સ્કોટની સર્વોત્તમ નવલકથા માને છે. નાટકને કે નવલને કે કાવ્યને પાત્રોના વિકાસથી પારખવાની પ્રથા આપણી નથી કે ખરી નથી. મહાભારતમા ભીષ્મપિતામહને આદિપર્વમાં દૃખીએ છીએ એવા કુરૂક્ષેત્રમાં નથી જોતા? વિકાસની વાંછના ખોટી નથી, કુદરતી છે. પણ છે ત્હેને ન પારખવાને એ પડદારૂપે વપરાય ત્યહારે તો ખોટી ઠરે છે. છે ત્હેવા લલિતજીને પારખો. ૧૯૦૪ માં એમણે મટૂલી લખી; ૧૯૦૬ માં "રસિક ચતુર રમણી" નું ગીત લખ્યું; ૧૯૧૭ માં નારીને નારાયણી ભાખી; ૧૯૨૩ માં એમણે "વિજોગણ વાંસલડી" ના ભણકારા સાંભળ્યા. મટૂલીમાંથી પગલાં માંડી સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની કુંજોમાં થઇ વિચરી, જય સ્વદેશનો મંત્ર પોકારી, સમસ્ત ગુજરાતમાં ઘૂમતાં ગુજરાતણમાં નારાયણી સ્વરૂપ નીરખી, મુંબઇના સાગરતીરે હિરણની વિજોગણ વાંસલડીના સૂર એમણે સાંભળ્યા, અને ગુજરાતને સંભળાવ્યા. લલિતજીની ભાવનાઓ વિકાસને શું નથી પામી? વણવિકસ્યું રહે તે કાં તો જડ હોય કે કાં તો કોહેલું હોય. ગોંડળના ગામડામાંથી એથી

(ચૌદસોની) મુંબઇમાં કે ચાળીશેક ગણા વડોદરા રાજ્યમાં આવી વસે એમનો વિકાસ ન થાય તો કુદરત ખોટી પડે. ગોંડળથી મુંબઇ આવેલાં કંઈ કંઈ એની સાક્ષી પૂરશે. વિજોગણ વાંસલડીનાં મૂલ લલિતઉપહાસતા મુંબઈ યુનિવ્હર્સીટીના ગુર્જર અગ્રણીઓને પણ આંકવાં ને ઉચ્ચરવાં પડયાં છે.

લોકપ્રિયતા ગુણ છે કે અવગુણ છે? એ પ્રશ્નનો ઉત્તર પરીક્ષાપ્રશ્નના ઉત્તરથી અઘરો છે. એમાં યે સંતપરીક્ષા ને કાવ્યપરીક્ષાના પ્રદેશમાં એ પ્રશ્ન કારમોક થઇ પડે છે. છતા ચિરસ્થાયી ગુણવંતું જ દીર્ઘકાળ લોકપ્રિય થાય; ને કંઇક ગુણવંતું જ ઘડીકે લોકપ્રિય થાય. નરસિંહરાવ સાક્ષરપ્રિય હતા ને લલિતજી લોકપ્રિય છે; એ એમના ગુણવંતપણાને લીધે. સ્વરચિત ગીતો ગાય છે માટે લલિતજી લોકપ્રિય છે એમ કહેવું ખરૂં નથી. લોકમેદનીમા કોણે આજ સ્વરચિત ગીતો ગાયાં નથી? સંગીત મહેફીલોમાં આપણા કવિવર દયારામ ગરબીઓ ગાતા ને નગરચોક વચ્ચે મહાકવિ પ્રેમાનંદ નિજરચ્યાં આખ્યાનો લલકારતા. દલપતરામ કહે છે તેમ માધુર્ય ગાનારાના કંઠનું છે, પણ ચાતુર્ય તો કલાકારની ચતુરાઇનું છે.

કવિ લલિતજી વિરૂદ્ધની આવી આવી ટીકાઓ રસશાસ્ત્રની ટીકાઓ નથી ત્યારે ખરૂં શું છે? મને ખરૂ લાગ્યું છે એ કહ્યુ છે ને ફરીથી કહું છું.

ઘણાખરા કવિઓના જીવનમાં એવી રૂતુ આવે છે જ્યહારે તેઓ નાનકડાં કાવ્યો ગાય છે. શેલી ટેનીસન વર્ડ્ઝવર્થનાં ઇંગ્રેજી દ્રષ્ટાંતો વિદ્વદ્‌વિદિત છે.

પણ કેટલાકની તો Genius–સ્વભાવિક જ એવી હોય છે. કોયલ કે મોરને કહો કે જળપૂરના જેવુ એકાદું પ્રલ ભસૂર ગીત તો ગા. કોયલ ને મોર તો જીવનભર ટહૂકા જ કરે. બર્ન્સ ને કાત ને લલિતજી એ પ્રકારના કવિઓ છે. ખરૂ છે કે લલિતજીએ "વસંતવિજય" નથી લખ્યો, "હૃદયત્રિપુટી" નથી લખી, કે ચંદ્ર નથી લખી, કે વસંતોત્સવ નથી લખ્યો. પણ ત્ય્હારે કાંતે કે કલાપીએ, નરસિંહરાવે કે ન્હાનાલાલે "મહૂલી" યે નથી લખી કે "ભૂલ ભૂલી તો જૂઓ" યે નથી લખ્યું; વિજોગણ વાંસલડી નથી લખી, કે "નારી ! તું નારાયણી" યે નથી લખ્યું. લલિતના ચિરંજીવ કાવ્યો લલિતશૈલીનાં છે; અનુકરણિયાં નથી, મૌલિક છે.

વળી કોઈક સૂર સંભળાય છે કે લલિતે ઘણું લખ્યું છે ને બધું એવુ નથી ખરૂ. વર્ડ્ઝવર્થે પણ ઘણું લખ્યું છે, પણ મ્હોટો ભાગ પોતાનાં જ ઉત્તમ કાવ્યો જેવો નથી. લલિતજીનું બધું યે ઉત્તમ હોત તો તો તે આપણા સર્વોત્તમ ગીતકવિ થયા હોત. લલિતજી એ નથી. પણ લલિતનુ સર્વોત્તમ છે તે સર્વોત્તમ ગીતકવિની હારનું છે.

ગુજરાતને લલિતજી આજ ઓળખાવવા પડે એમ નથી. કંઈક વર્ષોથી સમસ્ત ગુજરાતે લલિતજીને પારખ્યા ને નાણ્યા છે. સિદ્ધપુર પાટણ ને હારીજથી અમદાવાદ ને વડોદરા, સુરત ને નવસારી, ચોરવાડ ને જૂનાગઢથી રાજકોટ અમરેલી ઈંગોરાળા ખાંભા કોડિનાર, ચાણોદ કરનાળી પાવાગઢ વાંસદા ને ધરમપુરનાં વન વચ્ચે લલિતજીનાં ગીતો ગવાયાં છે.

ચૌદસોની વસ્તીના ગામડામાંથી માંડીને ચૌદ લાખની વ-સ્તીસમૃદ્ધ મુંબઈની મહાનગરીમાંના ગરીબોએ, ધનાઢયોએ, રાજકુમારોએ, અમલદારોએ, વ્યાપારીઓએ, ખેડૂતોએ, શિક્ષકોએ, પ્રોફેસરોએ, નિશાળિયાઓએ, કૉલેજિયનોએ એ ગીતો હર્ષથી સાંભળ્યા છે, ભાવથી સત્કાર્યાં છે. એક ગરણે ગળાયલા પાણીમાં મેલ હોવા સંભવ છે. ગુજરાતની જનતાના જૂદા જૂદા થરોના ગરણાંમાં લલિતજીનાં ગીતો ગળાયા છે એટએટલાં અર્વાચીન કૌક જ ગુર્જર કવિના ગીતો ગળાયાં હશે. ગુજરાતની અણઘડ ને ઘડાએલી, વિચારક ને ભાવભરી જનતાના મુલ્યઆંક કોઇ ટીકાકારને અમાન્ય હોય તો એનો રૂચિભેદ; પણ મ્હારે તો, અને મ્હારા જેવા હજારોને તો, ગુજરાતનો એ લોકનાદ સાદર સન્માન્ય છે.

અને છતાં સરવાળે તો લલિતજી એટલે લલિત જ; લગીર પણ સુંદર, મોટાં કાવ્યો નહિ, નાના ગીતો; મેઘ જેવાં મ્હોટાં પગલાં નહિ, પણ કુમકુમની નાની પગલીઓ; રસઓધ નહિ, રસનાં છાંટણાં. લલિતજી એટલે સારંગી યે નહિ ને વીણા એ નહિ આજ તો લલિતજી એટલે મંજીરાનો રણકો ને કોયલનો ટહુકો.

ને ભગવાને તો ભાખેલું જ છે ને કે જે કાઇ તેજસ્વી છે, ઉર્જિત છે, ગુણવંતું છે, આત્મવંતું છે તે સૌ મુજ લક્ષ્મીવંતું છે. લલિતજી પણ ભગવાનની લક્ષ્મીવંતા આપણા કવિ છે. નારી તું નારાયણી ગાનારને ગુણઓશિંગણ ગુજરાતણો ગાઈ ગાઈને ચિરંજીવ રાખશે.

**માથેરાન; મે ૧૯૩૨**

આપણા પંડિતપ્રવર

દી. બ. કેશવ હર્ષદ ધ્રુવ

વિદ્વત્પૂજા

૧૧ મી ઓગસ્ટ ૧૯૩૪

પ્રેમભક્તિ મંડળ, ગુજરાત કોલેજ, અમદાવાદ

---

ઝોરંસે ઘન ઘોર, ઘોર રજની ઘેરે, તમાલો ધૂણે,
સાંઝે ભાળ મુકુન્દ, સંગ લઈ જા રાધે! ગૃહે એહને.
એવાં વેણુથી નન્દનાં વિચરતાં સાનન્દ વૃન્દાવને,
કુંજે કુંજ મચેલી કેલિ હરિ ને રાધાની જે, ધન્ય તે.

મેઘાડંબર શો ગડગડતો, ઝડીની ઝરમર જેવો ટંકારવ કરતો, મંહી મંહી કોયલના કલરવે મીઠડો, શબ્દગાંભીર્યનો ઘટાટોપ અન્તરિક્ષે ઘડીક રચતો, એ શ્લોક કોનો? જયદેવનો, કે કેશવ હર્ષદ ધ્રુવનો? એ સાહિત્યકોયડો ઉકેલશે ને સ્હમજશે ત્હેમને આજના આ આપણા વિદ્વત્પૂજાના શારદસમારંભનાં ગુણગૌરવ સુગમ થશે.

એ શ્લોકમાના અર્થ ને આત્મા છે જયદેવના. એ શ્લોકનું ગુજરાતી કાવ્યકલેવર અને સુઘાટીલાં કલેવરઅંગો છે કેશવ ધ્રુવના ગિર્વાણ ગિગમા જયદેવના ભાષાલાલિત્યની કંઇ કમીના નથી, પણ કેશવ ધ્રુવનું ગુજરાતી ભાષાલાલિત્ય જયદેવના સમોવડિયુ છે. ગુજરાતીને ગિર્વાણ સમોવડ સિંહાસને સ્થાપનારની, જયદેવ, વિશાખદત્ત, અમરુ, ને ભાસ સમોવડા ગુર્જર ભાષાસ્વામીની, વિદ્વત્પૂજા કાજે આપણો આજનો આ શારદસમારંભ છે.

લલિત લવંગલતા સ્પર્શીને મધુર મલયવા વાયે,
અલિકુલ ને કોકિલના કલરવ કુંજે અવ ઉભરાયે;
નટવર મદભર સલૂણીસમાજે
વિહરે ત્હાં વિરહીને વિધુરા કરતા આ ઋતુરાજે.

મણિતોરણમા જાણે વાયુલહરીઓ ઓલી, ફૂલની જાણે ફોરમો સ્ફૂરી, ચન્દનીની જાણે ફરફર વરસી એ કડી લખાઈ સંવત ૧૯૫૦ માં, આજથી ૪૦ વર્ષો ઉપર. ફૂલપાંદડી સમી એની સુકુમારતા ત્રણેક દાયકાથી યે અધિકી સ્મરણોમાં ફોર્યા કરે છે. આજે ય એવુ થાય છે કે એવું સુમધુર

લખું. એ મેઘમન્દ્ર દુંદુભીનાદ અને એ ચન્દનીસુકોમળ શબ્દસિતકાર ગિર્વાણમાંથી ગુજરાતે ઉતારી ગુજરાતીને સમૃદ્ધ કીધી, ગિર્વાણની એ કાવ્યપ્રેરણા ઝીલનારનો આજ આ સન્માનસમારંભ છે. માતાએ દાયજો દીધો, ને પુત્રી લક્ષ્મીવન્તી થઇ; એના રસાચાર્યને આજ આપણે સન્માનિયે છીએ.

વિદ્યાર્થીબન્ધુઓ! આજ ત્હમે વિદ્વત્પૂજા માડી છે. કેશવલાલ ધ્રુવ એટલે વર્તમાન ગુજરાતની મૂર્તિમન્ત વિદ્વત્તા. ત્હમારા પૂજનવિધાનમાં મ્હારી અર્ઘ્યાંજલિ અર્પવાને મ્હને ન્હોતર્યો છે એ માટે આભારી છું. ત્હમારી વિદ્વત્પૂજા ત્હમને ફલવતી થજો!

જગતમાં લક્ષ્મીપૂજા છે, અધિકારપૂજા છે, વિદ્વત્પૂજા છે, દેવપૂજા છે. સહુસહુને સ્થાને સહુ શોભે. આ શારદમહાલયમાં વિદ્વત્પૂજા જ અગ્રસ્થાને હોય. ભક્તિયોગવિવરણમાં નારદજીને ભગવાને કોલ દીધો છે કે

मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद!

સરસ્વતી દેવીનો પણ એવો જ કોલ છે કે જ્યહાં જ્યહાં વિદ્વત્પૂજા છે ત્ય્હાં ત્ય્હાં સરસ્વતી સ્વયં બિરાજમાન છે.

હું આજે ગુણ ગાવાને નથી આવ્યો; પોણોસો વર્ષના દીર્ઘાયુષ્યનો સરવાળો કહેવાને યે નથી આવ્યો; વિશાળી કો સાહિત્યમીમાંસા ઉચ્ચરવા પણ નથી આવ્યો. આજ તો કંઈક ઇતિહાસ કહેવાને આવ્યો છું. ઘેડિયે ઘેડિયાનો હાથરો મળે ત્ય્હાં બીજું શું હોય? વટાવીને આવ્યા એ

જીવનવાટની વાતો જ ને ? પણ જુવાનિયાઓ ! ઇતિહાસ એટલે મહાકાળની ઝગમગતી મશાલ, મહાપ્રજાઓનો અનુભવવારસો. જેમને જોદ્ધાઓએ જગતનાં અન્ધારામાં જીવન ખેડવાનાં નથી. અનુભવની મશાલને અજવાળે ચાલશે એ અઘોર વનમા ચે ભૂલા ઓછા પડશે.

મહાકવિ પ્રેમાનન્દની પેલી પ્રખ્યાત કડી તો વાંચી છે ને ? વાંચીને વિસારાય એવી નથી એ દમયન્તીના દર્શન ને દૂતત્વ કરીને હંસલો વિદર્ભથી પાછો વળ્યો છે, ને નૈષધનાથને વૈદર્ભીનું રૂપદર્શન વર્ણવે છે :

> ભૂપ ! મ્હેં દીઠી ગર્વઘેલડી,
> સખી બે મધ્ય ઉભી અલબેલડી;
> કદળીસ્તંભ જુગલ સાહેલડી;
> વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

હંસે સાહેલીઓની સૌન્દર્યત્રિપુટિ નિરખી હતી, ને પુણ્યશ્લોક નૈષધનાથને તે વર્ણવતો હતો. મ્હોરાંપ્રફુલ્લ્યા આમ્રવૃક્ષો સમી મ્હેં એકદા વિદ્વત્ત્રિપુટિ નિરખી હતી, ને ત્હમને એ કથા કહું છું. આજથી સત્તાવીશેક વર્ષ ઉપરની વાત છે : ઇસ્વી ૧૯૦૬. ત્હારે ગુર્જરદેશના બે વિદ્વદ્વરોની વચ્ચે મ્હને આ ત્રીજા વિદ્વદ્વરનું દર્શન થયું હતું. નડિયાદ ત્હારે ગુજરાતનું સાહિત્યતીર્થ હતું, ને એ વિદ્વત્ત્રિપુટિ ત્હાં દીઠી હતી. ત્રણે ય હતા આપણા સમર્થ વિદ્વાનો. એક પડખે હતા પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર અને બીજે પડખે હતા ગોવર્ધનરામભાઈ, ને એ બે વિદ્વદ્વૃક્ષોની વચ્ચે હતા કેશવ ધ્રુવ. નડિયાદની હાઇસ્કુલમાં એટલે

વિદ્વદ્ભંડાર ફરી એકઠો થયો ક્વ્હારેક જ હશે. એમણે અર્ધી અર્ધી સદીભરના જ્ઞાનભંડાર ભર્યાં હતા. નવો, ઉગતો, ત્રણ દાયકા પણ પૂરા નહિ કરેલો, સન્મુખે ઉભો હતો હું. મ્હારા બે કાવ્યગ્રન્થ ત્યહારે છપાયા હતા; અને જાણ્યું કે બન્ને ય કેશવલાલભાઈએ રસથી વાંચ્યા હતા. સહજ ભાવે પ્રો. ગજ્જરે મ્હારી ડોલનશૈલીની વાર્તા કહાડી. કેશવલાલભાઈનો સમભાવ ઉઘાડો હતો, અમે મળ્યા એ પૂર્વેનો હતો. ગીતગોવિન્દના ભાષાન્તરકારને ઝડઝમક ને પ્રાસાનુપ્રાસી, મીઠડી ને મંજુલ મંજુલ રણકતી, દલપતશૈલી સન્માન્ય હતી; પિંગળપર પ્રાચીન આર્ષ છન્દરચનાના અભ્યાસીને ડોલનશૈલી યે સત્કાર્ય હતી. જોયું કે કેશવલાલભાઈ જૂનાને પરિહાસતા નથી, નવાને ઉવેખતા નથી. જૂનું ને નવું બન્નેયનો એમને તો ગુણસત્કાર હતો. જૂનાનું એ ગુણગર્વિલાપણું અને નવાંનો એ આદરસત્કાર અર્ધી સદી વીતાવેલા કેટકેટલાએકોમાં વાસ કરી વસે છે આજ! વિદ્યાર્થીબન્ધુઓ! સાહિત્યદેશે તેમ જ અન્યત્ર કેશવલાલભાઈ પ્રાચીનપૂજક છે એટલા નવસત્કારક છે.

પછીનો અમારો સમાગમપ્રસંગ છે તે પછી બેત્રણેક વર્ષ પછીનો. મ્હારૂં ગીતાભાષાન્તર પૂરૂં થયું હતું, અને કુટુંબમાંના લગ્નપ્રસંગે હું અમદાવાદ આવ્યો હતો. એ સંસ્કૃત કાવ્યરત્નનું ભાષાન્તર સંશોધાવવું કોની કને? વિચારી જોયું તો અમદાવાદ શહેરમાં એક વિદ્વન્મણિ દેખાયો, ગીતગોવિન્દનો ભાષાન્તરકાર. હસ્તલેખનો ચોપડો લઇને ગોટીની શેરીએ ગયો. જઈને કહ્યું કે આ લાવ્યો છું, ભૂલો જોઈ આપશો? અમે જુવાન લેખકો તો સદા

માનતા જ આવ્યા છીએ કે વડિલો તો નવરા જેવા જ છે ! મ્હને કહ્યું : બધું તો નહિ જોવાય; કામમાં ડૂબેલો છું. પણ મૂકી જાવ, બનશે એટલુ જોઇશ. ચોપડો મૂકયો, અને અઠવાડિયેકે જઇને ઉઘરાણિયાની પેઠે ઉઘરાણી કીધી. સાતઆઠેક શ્લોક માંડ જોયા હતા, અને તે ય તે ગીતાજીના ઉપડતા જ સાતઆઠ શ્લોકઃ સ્હેલામા સ્હેલા, વર્ણનાત્મક, ફિલસુફીની ગહનતા વિનાના, શંકર ભગવાને તો જેનું ભાષ્યવિવરણે નથી કીધું. હું તો ભગ્નાશ થયો. સાતસેંમાથી સાતઆઠ જ શ્લોક, અને તે આ ? પછી મ્હને પોતાની નોધનું, ફુલસ્કેપ તાના આઠમા ભાગનું, પતાકડું આપ્યું. મહીં છસાત સૂચનાઓ લખેલી હતી. પાચેક તો આજ પચ્ચીસ વર્ષે યે સાભરે છે :

૧, આખ્યાનોના સાગર મહાભારતમા ગીતાપ્રસગ એક ઉપાખ્યાન છે, ભગવાને અર્જુનને ભાખેલી એક કથા છે. શાસ્ત્રીઓ એને ગીતોપાખ્યાન કહે છે. ગીતાભાષાન્તર મૂળની આખ્યાનશૈલીમાં થવુ ઘટે.

૨, च અને तु પણ ખડવા દેવાના નથી; કહીને ચકારની વાર્તા કહી સંભળાવી.

૩, આપણામાં દલપતભાષા સહેલી છે એમ સંસ્કૃતમાં, પંચમહાકાવ્યોને પડછે, ભારતરામાયણની ભાષા સહેલી છે. દલપતકવિતા જેવું ગીતાભાષાન્તર મૂળ સમું સ્હેલુ ને સરળ થવુ જોઇએ

૪, એકાદશમો અધ્યાય વસન્તતિલકામાં ઉતાર્યો છે; એથી એમાંની ભવ્ય Rugged શબ્દયોજના અલોપ થાય છે.

મૂળ અધ્યાય આર્ષ છન્દોમાં છે. વિરાટદર્શનનો અધ્યાય એવા આર્ષ છન્દોમાં ઉતારો.

અને છેલ્લે છેલ્લે શીખામણ દીધી કે પ્રેરણાદેવીના લાડકવાયા કૃપાપાત્રે ભાષાન્તરમાં પડવું નહિ.

વળી વળીને પછી વિચારી જોયે સૂચનાઓ સાચી લાગી ને સ્વીકારી. ને અને પછી તથા તો ય પણ સદા વળી એવી શબ્દછાંટણી ભાષાન્તરમાં છાંટીને આખ્યાનશૈલી સાધી લીધી. ખડી પડેલા च અને तु બનતા પાછા આણ્યા. કર્કશ કાંકરિયાળા શબ્દપ્રયોગ વીણી કહાડી મ્હારાથી બનતું ભાષાન્તર સહેલુ ને સરળ કીધું વિરાટદર્શનના એકાદશમા અધ્યાયને આર્ષ છન્દમાં ઉતાર્યો. કેશવ ધ્રુવની એક છેલ્લી શીખામણ નથી માની, આજ સૂધી નથી માની, ને ભાષાન્તરો કર્યાં કીધાં છે. એનું ખરૂં કારણ કહું ? ભલભલા સમર્થોની પાતાળપાણી પ્રેરણા યે, નવસરવાણીઓ ન નિર્ઝરે તો, સૂકાઇ જતી હશે : મ્હને તો એ અનુભવ થાય છે. એક કાવ્યગ્રન્થમાં સર્વસ્વ ઠાલવી રહ્યે ત્હારે તો વીજળીખાલી લેડન જાર જેવા થઈ રહેવાય છે. કુદરતમાથી, જનતાની વાડીઓમાંથી, અન્તરના ઉંડાણોમાથી, પૂર્વાચાર્યોના મેઘાડંબરોમાંથી વીજળી પાછી ન પૂરાય તો સૌની ખાલી બરણી વીજળીખાલી જ રહેતી હશે. કેશવલાલભાઈ! મ્હારાં ભાષન્તરોએ વીજળીખાલી થયેલી મ્હારી લેડન જારને વારંવાર ને સભર ભરી છે. એ નવસરવાણીઓએ મ્હારા ધરા પાછા પૂર્યા છે. ત્હમારૂ એ કહ્યું નથી માન્યું તેથી પૂર્વાચાર્યોનો અને આપનો એટલો ઋણી છું.

તે પછી શાકુન્તલનુ મ્હારૂં ભાષાન્તર થયું તે દાખવ્યું. નહિ ગમ્યું હોય. મીઠપથી મ્હને કહ્યું કાલિદાસને ઉતારવો જ અઘરો છે. કુરુક્ષેત્ર મહાકાવ્યના મ્હારા સાત કાંડ છપાયા છે, એ સાતે કાંડ કેશવ ધ્રુવે અથઇતિ જોયા છે, ને પાસ કીધા પછી છપાયા છે. પ્રાચીનતાની પરીક્ષા મ્હેં સદા કેશવ ધ્રુવને આપી છે.

અને પછી રચાઈ મ્હારી સઘમિત્રા; ઇસ્વી ૧૯૩૧મા.

કેશવલાલભાઈને મળવાનો અનુકૂળ સમય છે અપરાહ્નને–ત્રણચાર વાગ્યાના સુમારને, ઉતરતા પ્હોરની ચ્હા પીધા પૂર્વેનો કલાકેક ને ચ્હા પીધા પછીનો કલાકેક. સંઘમિત્રા એટલે સંસ્કૃત શલીનુ શ્લોકબદ્ધ મ્હારૂ સપ્તાંકી નાટક. અંકો અને અંકોના પ્રવેશો નહિ, પણ અંકો અને વિષ્કંભકો. સંસ્કૃત શૈલીમા મ્હારો એ પ્રથમ પ્રયાસ. નાટકની વસ્તુસંકલનાનો કાળ પણ ઇ. સ પૂ ૨૫૭ વર્ષ પૂર્વેનો. મ્હારૂં એ કાળદર્શન ખરૂં હતું ? સંસ્કૃત નાટકશૈલીમાંની મ્હારી એ યાત્રા સફળ હતી ? સહેજે મ્હને એ પ્રશ્નો થયા. પૂછવુ કોને ? કોને જઇને પરીક્ષા આપવી ? વળી વળીને પાછી નજર ઠરી ત્ય્હા ને ત્ય્હા. એવુ પૂછયાઠામ ગુજરાતે તો એક જ છે–કેશવ ધ્રુવ, વિદ્વતાની આ મૂર્તિ. એક અપરાહ્નને હસ્તલેખનો ગુટકો લઇને ચાલ્યો વળી ગોટીની શેરીએ. ચાર માળનું ને સુઘડ એ ઘર. સત્કારવાને ચોકમાં હીંચકો હીંચકતો હોય. નોકર નવો હતો, મ્હને ન ઓળખ્યો; અને તેથી તો ઘડીક ગમ્મત જામી. કેશવલાલભાઇ છેક ઉપલે માળે હતા ત્ય્હા જઇને નોકરે કહ્યું કે કોઈક

આવ્યુ છે. સરળ ભાવે ઉત્તર દીધો કે ઉપર મોકલ. પહેલા ને બીજા માળના ખંડોમાં ફરતો ફરતો હુ છેક પાછલે ચોથે માળે ગયો. મ્હને દેખતાં જ બોલી ઉઠયા, અહો ! ત્હમે છો ? મ્હને ખબર નહિ, નહિ તો હું નીચે આવત એક વિદ્યાર્થી અત્યારે આવવાનુ કહી ગયો હતો; તે આવ્યો હશે એમ ધાર્યું. મ્હેં કહ્યું હું ચે આજ વિદ્યાર્થીભાવે આવ્યો છું, પરીક્ષા આપવાને આવ્યો છું. બોલ્યા : ના, ના; એવું ના બોલો. ત્હમારે હવે પરીક્ષા આપવાની કેવી ? કહ્યુ, ખરેખર ! ખોટું નથી કહેતો; આજ પરીક્ષા આપવાને જ આવ્યો છું. સજ્જનો ! પરીક્ષાની તારીખ, પરીક્ષાનો સમય, પરીક્ષાનો વિષય, પરીક્ષક સ્વયં, ને પરીક્ષાની પ્રશ્નમાળા–એ બધું આ પરીક્ષા આપનારે નિર્ધારેલા હતાં ! આખરે ધારણાબોલ મળ્યો કે કહો, શું છે ? પછી મ્હેં કથા કહી કે મૃત્યુની વિરહવરષામાં અશોકકુંવરી સંઘમિત્રાનુ આ નાટક લખ્યું છે. સંસ્કૃત શૈલીમાં મ્હારો છે પ્રથમ પ્રયાસ. બતાવવાને આવ્યો છું. બે વાતો મ્હારે પૂછવાની છે : શૈલી સફળ ઉતરી છે કે કેમ ? અને પ્રાચીન યુગદર્શન ખરૂ છે કે નહિ ? સમાંકી નાટક છે; કહો તે વાંચુ. તરત આદેશ મળ્યો કે ચોથો અંક વાંચો. હું વિમાસણમાં પડયો, ને કહ્યુઃ ના, ચોથો નહિ વાંચું. કેશવલાલભાઇ હસીને બોલ્યા : ઘડીકમાં કહો છો કે કહો તે વાંચું; ને ચોથો અંક વાંચવાને કહું છું તો ના પાડો છો ! મ્હેં કહ્યુંઃ ખરૂં. હું માનું છું કે ચોથો અંક મ્હેં સારો લખ્યો છે; બુદ્ધ ભગવાન પ્રેરણા પામ્યાનો એ અંક છે. સારોલખ્યો અંક વાંચી સંભળાવી પાસ થવા

આવ્યો નથી. તતક્ષણ ઉત્તર મળ્યોઃ જૂવો, ત્હમારા એક પ્રશ્નનો તો નિર્ણય થઇ ગયો. યુરોપી નાટકશૈલીમાં Climax અન્તે આવે છે, આપણી નાટકશૈલીમાં Climax મધ્યે આવે છે. ત્હમે કહો છો ત્હમારો ચોથો અંક છે બોધી સત્ત્વનાં પ્રેરણાઅવતરણનો; ત્હમે મધ્યાકે પતાકા રોપી. શૈલીમાં ત્હમે સફળ ઉતર્યા છો. ત્ય્હારે હવે ત્રીજો અંક વાંચો. મ્હેં ત્રીજો અંક ઉઘાડ્યો ને તક્ષશિલા ને પાટલીપુત્ર એ બે મહાનગરીઓની સરખામણીનો ઉપડતો શ્લોક વાંચ્યો.

ગિરીન્દ્રજા તક્ષશિલા ક્ય્હાં ! ને
ક્ય્હાં પાટલીપુત્ર ત્રિવેણીતીર્થ ?
કૈલાસની જોગણી પાર્વતી એ,
આ રાજરાણી સખિ મૈથિલીની.

શ્લોક સાંભળી કેશવલાલભાઇ ચિન્તને ચ્હડયા. સામાન્યતઃ કેશવ ધ્રુવ થોડુંબોલા છે, સોનારૂપાના રતિમાસાએ તોળી તોળીને શબ્દો બોલે છે. એમ કરતાં કરતાં પગથિયે પગથિયે રાજર્ષિ અશોકદેવના વૈતાલિકનો ચોથો શ્લોક આવ્યોઃ

સીમાદેશે પાથર્યો પ્હાડ જેવા,
મધ્યે વ્હેતા નીરઘેરા નદો શા;
ગોરંભાયે આભને થોભ દેતા;
ન્ય્હાળો રાજન ! મૌર્યના મન્ત્રીઓને.

એ શ્લોક સાંભળીને ચિન્તવતા યે થંભી ગયા, ને મ્હને યે થંભાવ્યો. શ્લોક ફરીથી વંચાવ્યો; ઘડીક વાગોળ્યો; ને પછી બોલ્યાઃ નાભીકમળમાંથી—સારા દેહદેશમાંથી શબ્દો

આવતા હતા: સંસ્કૃત શ્લોકશૈલી તાદૃશ્ય ઉતરી છે. આ શ્લોક તો મુદ્રારાક્ષસને પણ–વિ. વિ.

અને પછી નિરનિરાળા બે અંકો વંચાવીને સાંભળ્યા.

મ્હારા ગ્રન્થોના પૂર્વપરીક્ષક મ્હારી જીંદગીમાંચતુર્મુખ બ્રહ્મા સમા મને ચાર મળ્યા છેઃ બે મ્હારાથી મ્હોટેરા ને બે મ્હારાથી ન્હાનેરા. ધર્મને કાંટે સાચાં મૂલ અંકાવવાને જઇયે એમ ચારેયને ઘેર સ્હામે પગલે ચાલીને ગયો છું. બહાર પડતાં પૂર્વે ટંકશાળમાં રૂપૈયાને પારેખ પારખે છે, એમ છપાતાં પૂર્વે મ્હારા ગ્રન્થોને એમણે પારખ્યા છે. પૂર્વકાળમાં મ્હારા સાહિત્યપારેખો હતા રણજીતરામ ને મણિશંકર, ઉત્તરકાળમાં મ્હારા સાહિત્યપારેખો છે પ્રો. દાવર અને કેશવ ધ્રુવ.

વિદ્યાર્થીબન્ધુઓ! ત્હમે તો પહેલી વીશી હજી પૂરી કરો છો, *આયુષ્યના ઉંબરામાં છો.* છટ્ઠો દાયકો યે અડધેરેક વીત્યા પછી અને ૩૯ ગ્રન્થો છપાવ્યા કેડે મ્હારા ૪૦ મા ગ્રન્થનાં મૂલ્ય અંકાવવાને હું તો આ વિદ્વન્મણિ કને ત્હારે ગયો હતો. વિદ્વત્તાના મ્હારાં સાહિત્યફળ કાચાં છે કે પાકાં, ખાટાં છે કે મીઠાં છે, એની પરીક્ષા છેલ્લી પા સદીમાં અનેક વેળાએ મ્હેં તો કેશવ ધ્રુવને આપી છે.

સજ્જનો! ઉપોદ્‌ઘાતમાં જ મ્હેં તો કહ્યું છે કે હું આજ ગુણ ગાવાને નથી આવ્યો, ઇતિહાસ ઉચ્ચરવાને આવ્યો છું.

‘અણચિન્તવ્યા ક્‌વ્હારેક’ ક્‌વ્હારેક કેશવલાલભાઇ મ્હારે ત્ય્હાં આવે. ડૂબકી માર્યા જેવો હું ઉંડો

ધ્યાનલીન લખતો બેઠો હોઉં. મિનિટો સુધી માંડી ટશે નિહાળતા બારણામાં મૌનશાળી ઉભા રહે. ઉંચું જોઉં ને આંખો મળે એટલે હસી પડે કયહારનાક આવ્યા છો? ઉભા રહેવું પડ્યું; એવી પ્રશ્નમાળાના ઉત્તરમાં કહે કે બેત્રણ મિનિટ થઇ હશેઃ આ જોવાનું કયહાં મળત? આદરસત્કાર-ની ઉણપ એમ સ્વયં પૂરી લે. સજ્જનો! સ્વમાનના આજના યુગમાં કેશવલાલ ધ્રુવ નિરભિમાનની મૂર્તિ છે.

દલપતરામના એ શિષ્યઃ ને દલપતશિષ્ય થવામા ગૌરવ ગણે છે. કહે છે કે કાવ્યમન્દિરે કવિતાદેવીનાં પ્રથમ દર્શન ક. દ. ડા. એ કરાવ્યા હતાં ગુરુભક્તિભાવથી દલપત-પિંગળને આજનુ સ્વરૂપ એમણે અર્પ્યું છે. દલપતપિંગળ ભણી ભણીને આપણા કંઇ કંઇ કવિઓ કાવ્યકલા શીખ્યા છે, કવિતા રચતા થયા છે. કેશવ ધ્રુવને હાથે દલપતપિંગળ સુધારાયુ છે એ ઇતિહાસ એટલો સર્વવિદિત નહિ હોય.

અમરુશતકની પ્રસ્તાવનામાં કેશવલાલભાઇ! આપે કહ્યું છે કે ભારતના પ્રાચીન યુગમા ઉજ્જયિનીમાં કવિમહોત્સવ ઉજવાતા, પાટલીપુત્રમાં વિદ્વન્મહોત્સવ ઉજવાતા. બ્રહ્મસભા ભરાતી, શારદ પુત્રને પટ્ટબન્ધ બન્ધાવાતો, સરસ્વતીપુત્રનો બ્રહ્મરથ નગરીમાં ફરતો. પ્રાચીન ભારતની પાટનગરીઓ એમ વિદ્વત્પૂજા ઉજવતી. પૃથ્વીમાં આજ એટલી વિદ્વત્-પૂજા રહી નથી. છતાં ધન સરજનહારી આ અમદાવાદ નગરી વિદ્વત્પૂજા છેક વીસરી ગઇ નથી એવુ આજના સમા શારદ સમારંભો કહે છે.

મ્હારા પિતાના શિષ્યવર, મ્હારા વડિલ સાહિત્યબન્ધુ, ગુર્જરરાષ્ટ્રના વન્દનીય પંડિતપ્રવરને સન્માનતાં કંઇક કૃત-કૃત્યતા અને સાત્ત્વિક આનન્દ અત્હારે અનુભવુ છું. આ ઘડીને મારા આયુષ્યની એક ધન્ય ઘડી માનું છું.

વિદ્વત્તાની તારકજોડલી સમી બાન્ધવબેલડી હતીઃ હરિ હર્ષદ ધ્રુવ ને કેશવ હર્ષદ ધ્રુવની. હરિલાલભાઇનાં તેજ ઝળકાટ અનોખાં હતા, કેશવલાલભાઇની ગુણગંભીરતા અનોખી હતી. દી. બ. મણિભાઇ જસભાઇની વિદ્યાચતુરના સમી વિદ્વદ્દીવાનગિરિના જમાનામાં હરિલાલભાઇ હતા ગાયકવાડીમાં પ્રાન્ત સરન્યાયાધીશ. ચન્દ્ર નામનુ સાક્ષરી માસિક ચલાવતા. કવિતાનો ધોધ વહેવડાવતા. કુંજવિહાર નામનો એમનો કાવ્યસંગ્રહ છે. યૂરોપી શાસ્ત્રીવરોની Oriental Congress મા યૂરોપે જતા. મુગ્ધાવબોધ નામનો ગ્રન્થ સંશોધતા. સ્ટોકહોમના પી. એચ. ડી હતા. The Indian National Congress ના જન્મયોગના સાક્ષી હતા, પ્રથમ અધિવેશનમાં હાજર હતા આર્યોત્કર્ષ લખતા. રીપન મહારાજે સ્થાનિક સ્વરાજ્ય બક્ષ્યુ ત્યહારે સ્વગત્યગીતાવલિ ગાઇ હતી. હરિલાલ ધ્રુવ એટલે ક્ષણેક્ષણે ને ઘ્થળેસ્થળે થનગનતા તરવરિયા તોખાર.

અને કેશવ ધ્રુવ એટલે શરમાળ લાજાળ Retiring માનવમૂર્તિ. Self-assertion નો હક્ક હોય તે ય ન ભોગવે. હરિલાલભાઇના ભાઇ લેખે કેશવલાલભાઇને ત્હારે જનતા ઓળખતી હરિલાલભાઈ કવિતા લખે, ફરી ત્હેની સ્હામું ભાગ્યે જૂવે, ન્હઠયો ઉભરો ઠાલવી નાંખે. કેશવ-

લાલભાઈની નવી આવૃત્તિ એટલે નવું પુસ્તક ઉત્તમતા સાધવાનો કેશવ ધ્રુવને ધરવ જો નહિ. શબ્દમણિઓને ઘસી ઘસીને નવનવા પહેલ પાડે, ને મંહીથી અવનવા રંગો ઉઘાડે. હરિલાલનો થોડોક થનગનાટ કેશવલાલમાં હોત ને કેશવલાલની કેટલીક ગંભીરતા હરિલાલમાં હોત તો ગુજરાતને મળ્યો છે એથી બમણો સાહિત્યવારસો મળત.

ગિર્વાણમાંથી ગુજરાતી ભાષાન્તરો ઘણાં થયાં છે, કેટલાંક સારા થયા છે. અને ભાષાન્તરભાષાન્તરના યે પ્રકારભેદ છે. કેશવ ધ્રુવનાં ભાષાન્તર એટલે રસગ્રાહી ભાષાન્તર. એ ભાષાન્તરશૈલીનું પરમ દષ્ટાન્ત તે ગીતગોવિન્દ. ઉત્તરરામચરિતમાં મણિલાલે શ્લોકોનું ભાષાન્તર ઉછળતી ગુજરાતી લાવણીઓમા કીધુ તે તરત લોકઝીલાતું થયુ.

પ્રિયે રે ! તે તે કયમ વિસરાય ?
ગિરિથી ઝમઝમ ઝરણું વહી જાય;
ગાન ત્હ્યાં કુંજકુંજમાં થાય. વિ.

એ રસગ્રાહી ભાષાન્તર. કેશવ ધ્રુવની અષ્ટપદીઓમાં જયદેવનો અસલ મંજુલ મંજુલ રણકાર, ચન્દનીના તાર છલબલતા હોય એવો ઝીણો–અતિ ઝીણો સુમધુર શબ્દસિત્કાર, સળંગ છનબલે છે. સંસ્કૃત સાહિત્યાચાર્યો–ખાસ વિશાખદત્ત અમરુ જયદેવ–ની કાવ્યપ્રેરણા ઝીલવી, અને એ ઝીલીને સ્વરવ્યંજનના કિલકિલાટ સહિત સાગોપાંગ એ સસ્કૃત કાવ્યપ્રેરણા ગુજરાતીમા ઉતારવાની સાહિત્યકલા સહુ ભાષાન્તરકારોને સુલભ નથી સજ્જનો ! આ સાહિત્યસેવકે યે સંસ્કૃતસાહિત્યાચાર્યોનાં ગુજરાતી અવ-

તરણો કીધાં છે; મેઘદૂત ને શાકુન્તલ, ગીતાજી ને ઉપનિષદો ગુજરાતીમાં ઉતાર્યાં છે; અને એ અનુભવો માણીને આ ઉચ્ચારૂં છું. મણિલાલની થોડીક લાવણીઓમા, બાલાશંકરની થોડીક ગઝલોમા રસગ્રાહી ભાષાન્તરની કાવ્યકલા છે, સમગ્ર ગ્રન્થ ગીતગોવિન્દમા એ ભાષાન્તરકાવ્યકલા છે. સારાં ભાષાન્તરો મૂળની છબિ પાડે છે; રસગ્રાહી ભાષાન્તરો માત્ર છબિ નથી પાડતાં, Oil paintings ચીતરે છે. જયદેવની અષ્ટપદીઓના કેશવ ધ્રુવે ગુજરાતી વર્ણોમાં Oil paintings ઉતાર્યાં છે.

વારંવાર કેશવલાલભાઇ વિનયવાકય બોલો છે કે 'હું તો માત્ર ભાષાન્તકાર છું;' વિ. વિ. ખરૂં, કેશવ ધ્રુવ ભાષાન્તરકાર છે, સફલ ભાષાન્તરકાર છે અને ઇલિયડના ભાષાન્તરકારને સબોધીને ઇંગ્રેજ કવિ કીટસે કહ્યું હતું કે એ ભાષાન્તરકારે જાણે અવનવો કો પાસીફિક મહાસાગર દર્શાવ્યો! કવિવર કીટ્સનો એ કવિતબોલ કેશવ ધ્રુવ પરત્વે બોલતાં કહી શકાય કે કેશવ ધ્રુવે ગુજરાતને રસના અવનવા દરિયાઓ દાખવ્યા.

કેશવલાલભાઈએ ગુજરાતને ભાસની ભાળ દીધી, ને ઇતિહાસ ઉચ્ચાર્યો કે કાલિદાસની પૂર્વે યે સંસ્કૃત નાટકો લખાતાં. કેશવ ધ્રુવની પ્રસ્તાવનાઓ એટલે ઇતિહાસમાં ડોકિયાં. મ્હેં તો એ પ્રસ્તાવનાઓનો નિચોડ તારવી લીધો છે. એ પ્રસ્તાવમાળા સંગ્રહાય, શૃંખલાબદ્ધ વ્યવસ્થિત કરાય, એમાં પડેલી કાળની ખીણો ઉપર પૂલો બન્ધાય, તો આપણા પ્રાચીન ઇતિહાસના કંઇ કંઈ થર ઉકલે.

કેશવ ધ્રુવના છેલ્લા સાહિત્યમહાપ્રયાસનો ગ્રન્થ છે 'પદ્યરચનાની ઐતિહાસિક સમાલોચના' : મુંબઈ શારદાપીઠે અપાવેલા ને છપાવેલા વિદ્વદ્વ્યાખ્યાનોનો સંગ્રહ. સૈકાઓની નહિ, હજારો વર્ષની પિંગળશાસ્ત્રની દુનિયા એમાં પોતે ઠ્હોળી વળ્યા છે વૈદિક કાળથી વીસમી સદી પર્યન્તની એમાં છે પદ્યરચનાનો ઇતિહાસ. ખામીઓ છે, આર્યછન્દોની વિચારણામા એ અધિકારો છે, અધુરપ છે-દ્રષ્ટાન્ત લેખે· 'લેખ ગદ્ય હોય કે પદ્ય હોય' ના, ના; સંસ્કૃતમા, લેટિનમા, અરબ્બીમાં, ઇગ્લાંડમાં, ફ્રાન્સમા, અમેરિકામા, અને આપણા ગુર્જરરાષ્ટ્રે પણ, લજામણીની પાંદડીઓના જેવું, જગતસાહિત્ય ગદ્ય ને પદ્ય એમ દ્વીદળ નથી રહ્યુ, શિવજીના બીલીપત્ર સમુ જગતસાહિત્ય ત્રીદળ વિકાસ્યુ છે-ખામીઓ છે, અધુરપ છે, પણ કાળની અવધિ જેટલો એ શાસ્ત્રીય ગ્રન્થમાનો ગુણભંડાર અમુલખ છે. સોએક સૈકાઓ ભરી પથરાઈ પડી સાહિત્યની અમરવેલનો શાસ્ત્રીય અભ્યાસ કેઇ વિધ્યે થવો ઘટે એનો એ ગ્રન્થ વિદ્વન્મંડળ સમક્ષે મૂકાયેલો નમૂનો છે છન્દસ્શાસ્ત્રના આપણા અભ્યાસીઓએ કેશવ ધ્રુવનું એક વાકય સાભળવા જેવુ છે 'શ્રુતિસાહિત્યની પદ્યરચનાની એક વિશિષ્ટતા નોધવાની જરૂર છે સુકરર કરેલી વર્ણસંખ્યા કરતા એકાદ વર્ણ પદમા ઓછો હોય અથવા એકએ વધારે હોય, તો નિભાવી લેવાય છે' ઇસ્વી ૧૮૫૫ મા, બુદ્ધિપ્રકાશમાં દલપતરામે પિંગળ લખવા માડયું ત્યહારે પણ, આજથી એંશીક વર્ષ ઉપર, આર્ય છન્દોની આ ઐતિહાસિક વિશિષ્ટતા

ક. દ. ડા. એ ત્હ્યાં ઉચ્ચારેલી છે. દલપતરામની નેં કેશવ ધ્રુવની સાક્ષીઓ પછી હજી પણ આપણા છન્દશાસ્રીઓ પ્રાચીનતાને નામે કહેશે કે અક્ષરની વધઘટ તે છન્દોભંગ છે?

કેશવ ધ્રુવની બે ન્હાનકડી પુસ્તિકાઓ છે: અખાકૃત અનુભવબિન્દુ ને પ્રેમાનન્દકૃત બારમાસી. કેશવ ધ્રુવનાં એ સંશોધનપ્રકાશન. આપણા પ્રાચીન કવિવરોને જાણે સજીવન કીધા. મરામત રંગ વૉર્નિશ કરી, જૂના, પુરાણા, જીર્ણ, કાવ્યહવેલીના ઝરૂખાઓને જાણે નવે અવતાર આણ્યા. ન દીઠી હોય તો એ પુસ્તિકાઓને જોજો. ઉગતા કવિવરોને, નવલાં પ્રાચીન કાવ્યસંશોધનકારોને કંઇ કંઇ શિખવાનું ત્હ્યાંથી મળશે. કેશવ ધ્રુવ કહે છે કે વિદ્વત્તાનો સદુપયોગ કવિબન્ધુઓને હીણવામા નથી, સ્મરણવાસીઓને સજીવન કરવામા છે. બન્ને ય પુસ્તિકાઓમાથી એકએક વાનગી ચખાડું છું.

અખાના અનુભવબિન્દુનો છંન્દ ૩૬ મો કહે છે:
પારસનો ધનવત, અંત ધન કેરો ના'વે;
વસ્તુ ન કો દુષ્પ્રાપ, આપ ભાવે તે ખાવે.
રવિરથ બેસે જેહ, તેહ તાંહા સવેં દેખે;
પખી મળે લખ ક્રોડ, જોડ નહિ અનલજ લેખે.
મહાઅનુભવ આગળ અખા! કૃત્ય સકળ લેખે નહી,
પરબ્રહ્મની પ્રૌઢતા તે રસના શું શકે કહી?

પ્રેમાનન્દકૃત બારમાસીનો પ્રથમ માસ વૈદિક રીતિએ ચૈત્ર માસ છે.

ચૈત્રે ચતુર્ભુજ નાવિયા! રાધા કરે રે વિચાર;
જે લાવે પિયુની વધામણી આપું એકાવળ હાર.
ચન્દન ચીર ન ભાવે રે! સુહાવે નહિ સાથ;
દિવસ ગયો અતિ દોહલે, વેરણ આવે છે રાત.
ઓ પેલી ગોરજ દીસે, દીસે ધોળી રે ધેન;
મોહન વણ કોણ મોહની સુણાવે રે વેણ?
સાધે સંજોગે સહુ મળી દિનરજનીના ભોગ;
સહિયર કોને ન કહી શકું, દોહલો નાથવિજોગ.
ચારુ ચંપેલીના ચોસરા, ચંપા કેરી રે માળ,
તાપે તન સંતાપે છે, આપે મદનની ઝાળ.
મેં નવ જાણ્યું મોહનજી રહેશે મથુરા માંહ;
ગમન કરંતાં ગોપાળની ઝાલી રાખત બાહ.

એ આપણી ગુજરાતણોનાં ગીત. ગુજરાતણના કંઠમાંની કુળમાંની રસોઇમાંની જીવનમાંની આંખમાંની હૈયામાંની કવિતા જેટજેટલી કવિતા વિરલ સુન્દરીવૃન્દે હશે. ભારતના સંગીતગ્રન્થો કહે છે કે દેવોએ સંગીત પ્રથમ ગુજરાતણોને શીખવ્યું હતું. ગુર્જરસુન્દરી એટલે કવિતાસુન્દરી.

કેશવલાલ ધ્રુવ એટલે રાજા અને પ્રજા ઉભયના સન્માન્ય આક્ષરવર્ય. કેશવલાલભાઇની વિદ્વત્તા સરકારસન્માનાયેલી અને પ્રજાપ્રમાણાયેલી છે. ગુજરાતની પાટનગરીની હાઇસ્કુલના હેડમાસ્તરો ત્હારે Selection થી નિમાતા; દિવાન બહાદુરો પણ હજી Selection થી સરજાય છે.

કેશવલાલભાઇ સરકારના Selected Few માંના છે. ત્રીશેક વર્ષોથી સરકાર કહેતી આવી છે કે કેશવ ધ્રુવ વિદ્વદ્વર છે.

ગુજરાતીના પ્રથમ પ્રોફેસરો બે થયા; ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખો ડઝનેક થઇ ગયા; એમ. એ. ના પરીક્ષકો પ્રતિવર્ષ કોડીબન્ધ થાય છે એ સહુ સન્માનો છે, પણ અનેકસુલભ સન્માનો છે. ઓક્ષફર્ડમાં હોત તો ત્રણ દાયકાની યે પૂર્વેથી–એમનાં ગીતગોવિન્દ મુદ્રારાક્ષસ ને અમરુશતક પ્રગટ થયા ત્ય્હારથી કેશવ ધ્રુવ D. C. L. હોત. મુંબઇની શારદાપીઠનાં પડળ ઉઘડે અને આજ એમને L. L. D. અર્પે, તો ગુર્જર પ્રજાજનો કેશવ ધ્રુવનુ નહિ, મુંબઇ શારદાપીઠનુ એ બહુમાન લેખે.

મ્હારા અર્ધા આયુષ્ય ઉપરના એક જૂના મિત્ર છે. વર્ષોથી એમને કહેતો કે કેશવ ધ્રુવ સાહિત્યની રત્નખાણ છે. સજ્જન ને જૂના મિત્ર, મ્હારાં સાહિત્યવચનોમાં શ્રદ્ધા યે ખરી, અને જાણુહારા કે કેશવલાલભાઇ મ્હારે પૂછ્યાઠામ છે, એટલે વિરોધવચન ન ઉચ્ચરતા, પણ ગળે ઘૂંટ ઓછો ઉતરતો. દશેક માસ ઉપર એમનું એકદા કેશવ ધ્રુવને ત્ય્હાં જવું થયુ, ને ત્ય્હા કાંઇક સાહિત્યવાર્તાલાપ થયો. પછી મળ્યા ત્ય્હારે કહેઃ ન્હાનાભાઈ! કેશવ ધ્રુવ ખરેખર! હીરાની ખાણ છે.

આવા લોકઅજ્ઞાનનું એક કારણ એ છે કે આજ ચોણોસોની વચે પણ કેશવ ધ્રુવ મુગ્ધાના જેટલા શરમાળ છે.

૧૯૨૬ ની વસન્તપૂર્ણિમાએ મુંબઇમાં ઉજવાયેલા વસન્તોત્સવમા એમને આપણા 'સર્વધુરન્ધર પંડિતવર્ય'

કહી વર્ણવ્યા હતા. આભમાં ઉંડા જઈએ એમ આભ ઉંડું લાગે. કેશવ ધ્રુવની વિદ્વતા એવી છે. એમાં ઉંડા ઉતરિયે તેમ તેમ તે ઉંડી પેખાય.

લોકદીધાં બહુમાન કેશવ ધ્રુવનાં અનેક છે, હું તો એને પ્રધાન લેખું છું. અને તે બન્ને ય ઇલાકાના પાટનગર ને જનતાના મહાસાગર મુંબઇનગરીદીધાં છે. ૧૯૦૭ માં બીજી સાહિત્ય પરિષદ્ મુંબઈમાં મળી. પ્રથમ સાહિત્ય-પરિષદ્‌માં ત્હારના ગુજરાતના સર્વમાન્ય સાક્ષરશ્રેષ્ઠ ગોવર્ધનરામભાઈ પ્રમુખપદે હતા. ત્રીજી પરિષદથી પ્રમુખ-વરણીમાં પક્ષાપક્ષી પેઠી, કેટલીક વરણીઓએ ઝગરા થયા, પ્રમુખપદનાં મહિમાતેજ એમ ઝંખવાયાં. બીજી પરિષદ્ મળી ત્હારે મુંબઈમાં પ્રશ્ન ઉઠયો કે ગોવર્ધનભાઇની ગાદી-એ બેસે કોણ? આજથી ૨૭ વર્ષ પૂર્વે મુંબઇની સાહિત્ય-રસિક જનતાએ ઉચ્ચાર્યું કે ત્હારના આપણા ગુજરાતના પ્રથમ સાક્ષરરત્ન ગોવર્ધનરામ ને દ્વિતીય સાક્ષરરત્ન કેશવ ધ્રુવ; ગોવર્ધનરામની સાક્ષરી ગાદીએ કેશવ ધ્રુવ બિરાજે.

અને મુંબઇદીધું બીજું સન્માન તો ત્હારથી બે દાયકા પછીનું. બીજી સાહિત્ય પરિષદ્ પછી બે વર્ષ ને બે દાયકે, ૧૯૨૯ માં, મુંબઇમાં ગુજરાતનું કવિસંમેલન ભરાયું હતું. મુંબઇથી મન્ત્રીજીનો મ્હને કાગળ આવ્યો કે પ્રથમ ગુર્જરકવિસંમેલનનું પ્રમુખપદ સ્વીકારો, અને આવો. મૂળતત્ત્વોના મતભેદને કારણે એ કવિસંમેલનના પ્રમુખપદના સન્માનને મ્હેં નકાર્યાથી મુંબઇની સાક્ષરી જનતામાં વળી પ્રશ્ન ઉઠયો કે કવિસંમેલનના પ્રમુખ કોણ?

મુંબઈની સાક્ષરજનતા ત્ય્હારે ફરીથી ઉચ્ચરી કે ભાસ ને વિશાખદત્ત, અમરૂ ને જયદેવને ગુજરાતી અવતારે આણુનાર ગુજરાતના કવિસંમેલનના પ્રમુખવર.

સજ્જનો અને સન્નારીઓ ! કોઇ યે સાક્ષરને આથી અધિકું સાક્ષરતા શું સન્માની શકે ? કેશવલાલભાઇ ! વિદ્વત્‌સમારંભોનાં એવાં સાક્ષરી સન્માનો ત્હમારે તો પાસહીજનાં છે.

જ્ય્હારે જ્ય્હારે મ્હને કેટલાએક વિદ્વાન કહે છે—'ત્હમારા જેવા વિદ્વાન '—ત્ય્હારે મ્હને હસવું આવે છે. મ્હારા જેવો યે વિદ્વાન, તો પછી કેશવ ધ્રુવને કાજે કિયું બિરદ નવસરજવાનું રહ્યું ? વિદ્વત્તાના અવતાર કે સ્વયં વિદ્વત્તા? ન્હાનો કે મ્હોટો હું કવિ હઈશ, વિદ્વાન નથી. વિદ્વાનની મ્હારી ભાવના હું છું તેથી મ્હોટી છે. આજના ગુજરાતની વિદ્વત્તા તો તમ સન્મુખે આ બેઠી. મ્હારામાં નથી, ને કોકમાં જ છે, ત્હેને આજ ત્હમે અને હું બહુમાને સન્માની રહ્યાં છીએ. સજ્જનો ! ભારતવર્ષે તો વિદ્વત્‌પૂજા વેદપ્રાચીન છે.

ફૂવારાની કળ ફેરવે ને ચોગરદમ ધારાઓ ઉડી રહે, સહસ્રલિંગ સરોવરની પાળે એક દોરી ખેંચે ને સહસ્ર ઘંટડીઓ બોલી ઉઠતી, એમ કેશવ ધ્રુવ કને કો જાય ને કંઇક વાત છેડે, એટલે જાણે કળ ફેરવી એમ સેંકડો ધારાઓ ફૂટી નીકળે. આપણને એમ થાય કે એક હારે સહસ્ર ઘંટડીઓ બોલી, જાણે કો ઝવેરીની ઝવેરાતતિજોરી ઉઘડી. કેશવ ધ્રુવ કને જઈને કોઇ યે વેળાએ પા કે અડધો કલાક બેસીને હું ઉઠયો નથી; બબે-ત્રણત્રણ કલાકના અડીંગા જ હોય. પહોર-પહોર એમનો વાર્તાલાપ માણીને

જ ઉઠયો છું. અણુહિલ્લપુર પાટણના સહસ્રલીંગ સરોવરના યાત્રાળુઓ અને સૌન્દર્યભૂમિ કાશ્મીર દેશમાંના શાલામાર ને નિશાતબાગના ઉદ્યાનોમાંનાં સૌન્દર્યોપાસકો સહુ પાછાં જ ફરે; પણ એ જયસરોવરેથી કે એ બાદશાહી ફૂવારાધારાઓમાંથી પાછા વળવું કોને કોને ગમતું લશે ?

અને છેલ્લે છેલ્લે કેશવ ધ્રુવના એકાદબે અવગુણો ગાઇ લઉં. પચ્ચીશેક વર્ષના દીર્ઘ પરિચયમાં એમણે મ્હારાં બે કહ્યાં ગણકાર્યાં નથી. અનેક વેળા એમને મ્હેં કહ્યું છે કે કેશવલાલભાઇ ! રત્નાકર હવે ઠાલવી નાંખો, હીરાની ખાણ હવે ખાલી કરી આપો. એમણે સદા ઉત્તર વાળ્યો છે કે ખુશીથી ખાણિયા ખાણ સાબદી ચે ખણીખોતરી લે. વિદ્યાર્થીબન્ધુઓ ! સ્વાનુભવથી ઉચ્ચારૂં છું કે કેશવ ધ્રુવ આપણને આપીને જાય છે એથી અધિકું એમના સાહિત્ય ભંડારે હજી સંભરેલું છે. આપણી રાજનગરીમાં લક્ષ્મીવન્તાઓ અનેક છે, પણ શારદલક્ષ્મીવન્તા તો આજ કેશવ ધ્રુવ છે.

અને બીજું એમણે મ્હારૂં કહ્યું નથી માન્યું તે એ કે 'ગીતગોવિન્દના સમું શ્રીમદ્ ભાગવતનું રસગ્રાહી ને સમશ્લોકી ભાષાન્તર ગુજરાતને અર્પતા જાવ.' પા સદીથી એમને હું એ વિનવું છું; પા સદીથી એમણે મ્હને ઉત્તર વાળ્યો છે કે એ મહાભારત કામ ઉપાડવાને હવે હું ઘરડો થયો છું. સજ્જનો ! રોજના માત્ર ત્રણત્રણ શ્લોક ગુજરાતીમાં ઉતાર્યા હોત ત્હોય વર્ષે વર્ષે હજારેક શ્લોક ઉતરત, અઢાર વર્ષે અઢાર હજાર શ્લોક થાત, અને આજથી સાતેક વર્ષો પૂર્વે એ મહાભારત કામની પૂર્ણાહુતિ ઉજવાઇ હોત,

ગીતગોવિન્દ સમું ગુજરાત શ્રીમદ્ ભાગવત પામ્યું હોત, ભાગવત મહાપુરાણુની સમાધિભાષા ગુજરાતે ઉતરી હોત. કેશવ ધ્રુવના દિલમાં ગુંજતા ઉત્તરબોલે આજ અત્યહારે હું સાંભળી રહ્યો છું કે એ ગુણાકાર ને સરવાળા ને બાદબાકી સમું શ્રીમદ્ ભાગવતનું ભાષાન્તરકાર્ય સહેલુ નથી. પણ હવે તો કાળને કાંઠડે બીજા કોક કેશવ ધ્રુવની વાટ જોતાં ગુજરાતે બેસવાનુ રહ્યું. સાહિત્યરસપીપાસુઓએ કવિવર ભવભૂતિના આગમબોલમાં શ્રદ્ધા રાખવાની રહી કે પૃથ્વી વિશાળ છે ને કાળ અનન્ત છે; ભવિષ્યને આરે ક્યહારેક કોક આવશે. ‘ કોક ’ અને ‘ ક્યહારેક ’: શ્રદ્ધાળુઓનાં એ આશ્વાસનવચનો છે, પણ આજના તો આપણા એ નિરાશાબોલ છે.

વિદ્યાર્થીબન્ધુઓ ! કેશવ ધ્રુવની વિદ્વત્તાના વારસો ! હવે ઘડીક વ્યક્તિપૂજાથી પર જઇએ, આગમાપાયિનથી પર સનાતનને સંભારિયે. પેલું કલબલતું વ્હેળિયું કવિવર ટેનીસનને કહેતું હતું ત્હેના જળબોલ ત્હમે ય તે સાંભળ્યા હશે કે માનવી આગમાપાયિન્ છે, હું સનાતન છું:

For man may come & man may go,
But I go on for ever.

આ કોલેજની હવેલી, ફરતાં ઉભેલાં વૃક્ષરાજ્ને, ઉપરનું આભ, ખળખળ ખળખળ અન્તરિક્ષમાં વહેતું કાળનું અનન્ત વ્હેળિયું: કાન માંડો, એ સહુ આપણા આ સમારંભને હસતાં સંભળાય છે. એ સહુ કહે છે કે વિદ્યાર્થીઓ, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, પ્રમુખો, સમારંભો આગમાપાયિન્ છે.—અને એ સહુ સરસ્વતીઉપાસકોમાં અલ્પમાં અલ્પ આયુ-

ધ્યદન્તો તો આ પ્રમુખ. પ્રમુખનાં આયુષ્ય કેટલાં ? બે કલાકના !–એ સહુ ઉચ્ચરે છે કે શારદપુત્રો અંહી આવે ને જાય, પણ આ શારદમહાલયમાંથી પ્રગટતો શારદપ્રવાહ સનાતન છે. પોણી સદીની આયુષ્યઅવધો પછી કેશવલાલભાઈ આજ કલમ હેઠે મૂકે છે. ત્હેમની વિદ્વત્તાના ત્હમે સાચા વારસ હશો તો એ કલમ ભોંય પડી નહિ રહે. કેશવદીધા શારદલ્હેણુમા ત્હમારી શારદસેરો ભળીને અધિકા જોમથી એ શારદપ્રવાહ વહશે. વિદ્યાર્થીબન્ધુઓ ! ધ્રુવ સાહેબે એમનો વડિલધર્મ પાળ્યો; હવે ત્હમારે ત્હમારો વારસધર્મ પાળવાનો છે. વડિલવાવ્યાં ફૂલછોડ કરમાવશો કે મ્હોરાવશો ? ધ્રુવ સાહેબ વાવી જાય છે, એમનુ વાવ્યું મ્હોરાવવુ ને પ્રફુલ્લાવવુ ત્હમારે હાથ છે. આ શારદમહાલયના વાસ્તુઅવસરે અહીં હું હતો, ગઈ કાલે અહીં મ્હારા પુત્રો હતા, આજ આ શારદમહાલયમાં ત્હમે વિરાજો છો, આવતી કાલે ત્હમારા પુત્રો વિરાજતા હશે. આપણે અને આપણો પુત્રપરિવાર અહીં આવીશુ અને જઈશુ; પણ આ શારદમહાલયમાંથી પ્રગટતો પેલો અદૃશ્ય અખંડ ને મહાઓઘ શારદપ્રવાહ તો અવિરત ઉચ્ચરે છે કે

Ah' Man may come & man may go,
But I go on for ever.

એ શારદપ્રવાહ કહે છે કે 'વિદ્યાર્થીઓ, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, પ્રમુખો–સહુ શારદપુત્રો ક્ષણિક છે, હું એક સનાતન છુ.' સજ્જનો ! શારદપુત્રો આગમાપાયિન્ છે, શારદપુત્રોએ વહેવહાવેલો શારદપ્રવાહ સનાતન છે. કેશવ ધ્રુવમાંના એ સનાતન શારદપ્રવાહને, આ શારદમહાલયમાંથી

પ્રગટી સૌરાષ્ટ્રે ને ગુર્જરરાષ્ટ્રે વહતી એ અખંડ અવિરત અનશ્વર શારદસનાતનતાને આજ આપણે ઉપાસિયે, સન્માનિયે, પૂજિયે છીએ. આ છે આપણો આજનો સનાતન સરસ્વતીપૂજનનો સમારંભ.

નની એ યુનિવ્હર્સિટિના જમાનામાં, ગુજરાત શારદાપીઠ ગુર્જરપાટનગરીમાંના ગુજરાતીના પ્રથમ પ્રોફેસરને LL.D. નું પ્રથમ વિદ્વતસન્માન અર્પી જયદેવ ને અમરુ, વિશાખદત્ત ને ભાસ સમા ગુર્જરવાચસ્પતિની અગ્રવિદ્વતપૂજા કરશે. આજે તો અમે એ ભાવનાથી આપને વધાવિયે છીએ.

તારામંડલ સમા હીરાના હાર થાય છે; અને ત્હેમને ઝૂલતું, ચન્દ્રમા સમું, ચકતું હોય છે. હીરાહારનો એ રત્નચન્દ્રમા બહુમૂલો ને બહુસોહામણો હોય છે. એ ચન્દ્રમા ખરી પડે ત્હારે જાણે અડધો હાર ખરી પડયો. તારામંડળ સમો ગુજરાત કોલેજના હીરાઓનો હાર સદા તગતગતો રહેજો; પણ મ્હને તો ભાસે છે કે એ રત્નહારનો ચન્દ્રમા આજ ખરી પડે છે.

આયુષ્યભરનાં પ્હેરાવેલાં સાહિત્યકવચ કેશવલાલભાઈ ! આજ આપ ઉતારો છો. પોણી સદીભર પ્રવૃત્તિધર્મ પાળી હવે નિવૃત્તિધર્મ આપ અંગિકારો છો. આખ થાકી છે, અંગો આરામ માગે છે, દુનિયા અને દુનિયાંપરને ડ્હોળી ડ્હોળીને બુદ્ધિ વિશ્રામઘાટને શોધે છે. આંખનો, અંગોનો, બુદ્ધિનો વાંક છે ? અર્ધી સદી પર્યન્ત ગિર્વાણપ્રતિભા ઝીલતાં ઝીલતાં કીધેલી ધીરગંભીર અખંડજાગૃત સાહિત્યોપાસના પછીનો આપનો જીવનવિશ્રામ સુખદાયક થાવ અને એ દીર્ઘ કાળ ભોગવો એ અમ સહુનો સદ્‌ભાવ તથા વિદાય વેળાનો વિદાયબોલ છે.

नमो नमस्ते तु सहस्रकृत्वः
पुनश्च भूयोपि नमो नमस्ते.

૩૧ મી ડિસેમ્બર ૧૯૩૩